શ્રીમાન્ ભટ્ટ વલ્લભરામજી વિરચિત—

# શ્રી આનંદનો-ગરબો.

( અર્થ વિવેચન રહસ્યાલંકાર યુક્ત. )

પ્રયોજક પુરોહિત પૂર્ણચંદ અચળેશ્વર શર્મ્મા.

( અમદાવાદ. )



છપાવી પ્રસિદ્ધકર્ત્તા

રામચંદ્રભાઈ નૃસિંહદાસ એન્જીનિયર.

( એમ. આઈ. એમ. ઈ. અમદાવાદ. )



સં. ૧૯૭૯ સને ૧૯૨૩.

પ્રથમાવૃત્તિ. — પ્રત ૨૦૦૦

પુસ્તક મળવાનું ઠે. માણેકચોક બહુચરાજી મંદિર.

મૂલ્ય રૂ ૦-૮-૦

ह्रीँ

શ્રીમદ્ શક્તિભાક્તભાજન વલ્લભ ભટ્ટજી વિરચિત

# શ્રી આનંદનો ગરબો.

( અર્થ-રહસ્ય-વિવેચન-ફળશ્રુતિ-સમલંકૃત. )

પ્રયોજક પુરોહિત પૂર્ણચન્દ્ર શર્મ્મા.

( અમદાવાદ ).

છપાવી પ્રસિદ્ધકર્ત્તા

રામચંદ્રભાઈ નૃસિંહદાસ એન્જીનીયર.

( એમ. આઈ. એમ. ઈ. અમદાવાદ.)

સંવત ૧૯૭૯ સને ૧૯૨૩.

પ્રથમાવૃત્તિ—પ્રત ૨૦૦૦.

અમદાવાદ પાંચકુવા ચાર રસ્તા ઉપર આવેલા શ્રી ગણેશ પ્રી. પ્રેસમાં ત્રિવેદી ઇશ્વરલાલ માણેકલાલે છાપ્યો.

ન્યોછાવર ૦-૮-૦

શક્તિ એજ સૃષ્ટિતણો, સરસ સ્તુત્ય શૃંગાર;
શક્તિવડે ચાલે સદા, સકળ વિશ્વવ્યવહાર?



ધર્મ અર્થ ને કામ વળિ, મુક્તિસફળતા સાર;
મહાશક્તિથિ મેળવે, ઇચ્છિતસિદ્ધિ અપાર!

શક્તિ પ્રતાપે સર્વ સ્થળ, પામે જય જયકાર;
શક્તિકૃપા સેવો સદા, લાભ મળે શ્રીકાર!

# પુસ્તક પરિચય અને પ્રકટ કરવાનું પ્રયોજન.

આ પરમ પરચાધારી આનંદના ગરબાને ક્યારે જન્મ મળ્યો ? કોની કૃપા પ્રેરણાથી રચવામાં કયા અનન્ય ભક્તની મતિ પ્રેરાઈ ? અને એની અંદર મહાન્ અદ્ભુત ચમત્કારો પ્રાપ્ત થવાનું બીજમંત્ર કઈ અચિંત્ય શક્તિ પ્રભાવથી રસબસ બની રહ્યું ? એ સંબંધે ખાસ પ્યારા વાચક વર્ગને પરિચય આપવાની જરૂર હોવાથી દર્શાવીશકે:—

ગુણગુર્વિ ગુજરાતના પાટનગર રાજનગર (અહમદાબાદ) ની પશ્ચિમ તરફ નવાપુરા નામનું પરૂં કંઈક વર્ષો પૂર્વે હતું. તે નવાપુરાની અંદર શ્રી શક્તિપૂજક ભટ્ટ મેવાડા બ્રાહ્મણ **શ્રી**માન્ હરિભટ્ટ નિવાસ કરતા હતા. તેમનાં ધર્મપત્નિનું મુબારક નામ ફૂલકોરબાઈ હતું. એ ભાવિક દંપતિ શ્રી બહુચરાજીમાનાં ઉપાસક હોવાથી અહોરાત્રી માજીનાજ સ્મરણમાં લીન રહેતાં હતાં. તેમને પ્રથમ બે પુત્ર થયા હતા એટલે કે મૂળજી અને માધવજી નામના બે પુત્ર હોવા છતાં તેઓ તોફાની હોવાને લીધે ભક્તિપાત્ર માવિત્રને સંતોષ મળ્યો નહીં, જેથી ભક્ત પુરૂષરૂપ પુત્રોની માગણી કરી. એ સબળ સંકલ્પ સંયોગ બળથી માજીએ તેમજ થયાની ધારણા આપી. અને નવ માસ ને સાડાસાત દિવસ પૂર્ણ થયે સંવત ૧૬૯૬ ના આશો શુદી ૮ પુષ્યાર્ક

યોગે યુગલ (બે) પુત્રરત્નને જન્મ આપ્યો. માતા પિતાના પ્યાર સાથ લાલન પાલન પ્રીણુન પોષણુ સાથ રમતે ખેલતે બીજના ચંદ્રવત્ વૃદ્ધિ પામીએ પાંચ વર્ષના થયા. એ બે પૈકી એકનું નામ વલ્લભ અને બીજાનું નામ ઘોળારામ હતું.

જ્યારે તેઓ પાંચ વર્ષના થયા ત્યારે વિદ્યાભ્યાસ માટે પોતાની નજીક પર્ણકુટીમાં વસતા શ્રી પરમાનંદ બ્રહ્મચારીજીને સોંપવામાં આવ્યા. જો કે બે વર્ષ લગી બ્રહ્મચારીજીએ પ્રેમપૂર્વક શાસ્ત્રાધ્યયન માટે પુષ્કળ પ્રયાસ કર્યો; તથાપિ એક શબ્દ સરખો પણુ તેમને કંઠસ્થ થયો નહીં. જેથી બ્રહ્મચારીજીએ કંટાળી કહ્યું કે-"જાઓ કલીએ! તમે વિદ્યાપઠન યોગ્ય નથી; માટે તમારે ઘેર ચાલ્યા જાઓ."

આ પ્રમાણે રજા થતાં બેઉ ભાઇયો માત્ર ૐ હ્રીઁ ઐઁ કલીઁ એવા બીજાક્ષર જપતા જપતા મસ્ત ચિત્તથી પોતાના નિવાસ સ્થાનમાં સમય વ્યતીત કરવા લાગ્યા. પરંતુ અભણુ પુત્રને જેઈ હરિભટ્ટ બહુજ ચિંતાતુર રહેતા હતા; કેમકે મૂર્ખ પુત્રોના પિતા કહેવાતા કરતાં તો વાંઝીઆપણું પરમોત્તમ ગણાય કે જેથી નામને કલંક લાગવાનો સમય હાથ ન લાગે. એ કારણુને લીધે માજીને આર્જવતા યુકત અરજ કર્યા કરતા હતા કે—"કોઈ પણુ કૃપાના અંગથી પુત્ર તાહરી કૃપાના પાત્ર થાય તો અત્યાનંદ થાય." આ મનોભાવના પ્રભાવથી તથા માયાબીજાદિ મંત્રાક્ષરના જાપથી

પાંચ વર્ષ પાંચ માસ અને પચીશ દિવસની સતત પ્રેમી ઉર્મિયોના પ્રતાપે એક ગેબી અવાજ વલ્લભ ધોળાના કાને આવી લાગ્યો. એટલે તેઓ આશ્ચર્ય સાથ અવાજની દિશા ભણી ત્રાટકમુદ્રા સાથ જોવા લાગ્યા. દર્મ્યાન સાક્ષાત્ ઇશ્વરની માયારૂપ ઇશ્વરી બાળાં સ્વરૂપે પ્રકટ થયાં; પરંતુ તેમના અપાર તેજ પ્રતાપથી તેઓ બેઉ ભાઈયો ચર્મ ચક્ષુઓ વિંચાઈ જતાં નીચું માથું નમાવી ચરણનું ધ્યાન ધરી રહ્યા. એ જોઈ જગજ્જનનીએ ફરમાવ્યું કે–" મારાં સાક્ષાત્ દર્શન કરી લો, હું દર્શન દઈ પ્રસન્ન થવાજ પ્રકટી છું માટે નેત્રો ઉઘાડી આનંદ મેળવો."

વલ્લભે કહ્યું–" માજી ! આપનું તેજ ખમી શકવા અશક્ત છિયે."

માજીએ ફરમાવ્યું–" હું શક્તિ વિદ્યમાન છતાં અશક્તિના પ્રાદુર્ભાવ ( હાજરી ) નો ભય હોયજ નહીં માટે નેત્ર ઉઘાડી જુઓ."

આ પ્રમાણે હુકમ થતાં બેઉ ભાઇયોએ દિવ્ય લોચન વડે માજીનાં સાક્ષાત્ દર્શન કર્યાં.

માજીએ પ્રકાશ્યું કે–" મારાં દર્શન અમોઘ (ખાલી ન જાય તેવાં) હોવાથી જે ઈચ્છા હોય તે માંગી લ્યો."

સેવકોએ જણાવ્યું કે–" માજીના દર્શન શિવાય અમોને કશાની જરૂર નથી એટલે પાછી માંગવાનું શું રહ્યું?"

માજીએ દર્શાવ્યું કે-" દર્શનથી શું લાભ થવાનો છે? બીજું કંઇ માંગો કે જેથી ઇચ્છિતસિદ્ધિ પ્રાપ્ત થાય."

સેવકો બોલ્યા-" માડી! ઇચ્છિતસિદ્ધિ માત્ર દર્શનમાંજ સમાયલી હોવાથી અહો આનંદમાં રસબસ રહેવાય છે; તો પછી બીજા જગતના ક્ષણિક પદાર્થો શું અખંડાનંદ આપવા સમર્થ છે?

માતુશ્રીએ આજ્ઞા કરી કે-" જ્યારે તમને આનંદ નીજ ઇચ્છા છે ત્યારે આ આનંદની હમેશાં યાદી અખિલ જગતના ભક્તોને રહી શકે એ માટે આનંદનો ગરબો ગાઓ કે જેમાં મારી આનંદશક્તિ સદા કાયમ રહેશે."

વલ્લભે કહ્યું-" માતુશ્રી! અમો તો નિરક્ષર (અભણ) છિયે, નથી કાવ્યકળારસ કે રહસ્યજ્ઞાનનું ભાન, કે નથી વ્યવહાર વિચારનું વિધાન, તો પછી આનંદનો ગરબો કેવી રીતે ગાઇયે?"

માજી ફરમાવ્યાં કે-" ભલે તમે કશું ભણ્યા નથી, પણ હું તમારી જીભના અગ્ર ભાગે વાણિરૂપે બિરાજિત છું માટે નિ:શંકપણે જે વાણિનો પ્રવાહ વહન થાય તે વ્યવહારમાં લાવો. તમો મહાન સાક્ષરને પણ ચમત્કૃતિ પમાડો તેવી વાણિના પ્રકાશક આજથી થયા છો એમ માનીજ લ્યો."

આ પ્રમાણે માજીનું વરદાન મળવાથી તુરત વલ્લભે આનંદના ગરબાનું પદ શરૂ કર્યું કે-

"આજ મને આનંદ, વાધ્યો અતી ઘણો મા;
ગાવા ગરબા છંદ, બહુચર આપ તણો મા."

ઇત્યાદિ ઇત્યાદિ ૧૧૮ છંદ સમૂહ સંકલિત ગરબો ગાયો. એટલે કે–વિક્રમ સંવત ૧૭૦૯ ના ફાલ્ગુન શુદી ૩ ને બુધવારના દિવસે આ આનંદના ગરબાને જન્મ મળ્યો. ખુદ માજીની પ્રેરણાથી રચાયો અને માજીની પરમ કૃપારૂપ તેમાં અચિંત્ય શક્તિ રસબસ રહેવા પામી !

આ આનંદના બનાવ વખતે વલ્લભભટ્ટની તેર વર્ષની ઉમર હતી એ વલ્લભ અને ધોળા તદ્દન અભણ હતા છતાં માજીની કૃપાશક્તિવડે મહાન્ ગઢ અર્થ અલંકાર રહસ્ય પૂર્ણ તેમણે શૃંગારનો, કળશસ્થાપનાનો, અંબાજીનો, કલિયુગનો, મહાકાળીમાનો, ધનુષધારીનો ગરબો અને બીજાં અનેક પદ વગેરે રચ્યાં છે.

એ વલ્લભરામ શામવેદી, ગૌતમગોત્રી, ગૌતમ, આંગીરસ–બારસંપત્યે એ ત્રિપ્રવર યુક્ત, કૌથમીય શાખાવંત, ભટ્ટ અવટંકી, અને ભટ્ટ મેવાડા વિપ્ર હતા. તેઓ વડનગરમાં પરણ્યા હતા અને ચાર સંતાન થયાં હતાં; પરંતુ તેમની હયાતીમાંજ તેઓ પંચત્વ પામી ગયાં હતાં. તેઓ શ્રીનાથજી બાવાના ધામમાં સં. ૧૭૫૩ માં પધાર્યા હતા ત્યાં શ્રીજીએ પણ નાકમાં નથની પહેરી માજી સ્વરૂપે તેમની અનન્ય ભક્તિનો પરિચય કરાવવા દર્શન આપી

પોતાના રાજભોગથી વલ્લભ ભક્તનો આદર કર્યો હતો. ઘણા ભકતોનું એમ પણ માનવું છે કે આનંદનો ગરબો શ્રીજી બાવાએ શક્તિરૂપે દર્શન આપ્યાથી આનંદ થયો તે વખતે રચ્યો છે. પરંતુ હસ્તલિખિત વંશાવળિ અંદર આ પ્રમાણે બિના છે જેથી તે અત્ર દર્શાવી છે. તેમના મહિમાવંત હાથથી નવાપુરાની અંદર, અમદાવાદ માણેકચોક મુહૂર્ત પોળ સ્હામે બહુચરાજીના મંદિરમાં અને ચુમાળ ચાચર સમીપ માનાજી સરકારના બંધાવેલા માજીના ભવ્ય દેવાલય સન્મુખ પોતાના ઉપાસ્ય માજી આદ્ય બાળાના સ્થાનની અંદર હાલ મંદિર છે તેની પહેલાં સ્થાપના કરેલ છે તે અદ્યાપિ પર્યંત આબાદી સાથ વિદ્યમાન છે. અને જેઓના સબળ સંકલ્પ બળની પ્રાણપ્રતિષ્ઠા પ્રતાપવડે તે તે સ્થળોમાં સાચા આસ્તિક ભકતોને પોતાની ભક્તિના પ્રમાણમાં પરચો મળ્યા કરે છે.

વલ્લભ ભટ્ટજીએ ૧૧૧ વર્ષની લાંબી જિંદગી માજીના સ્મરણ પૂજનાદિમાં વ્યતીત કરી સંવત્ ૧૮૦૭ માં સ્થૂળ શરીરને ત્યાગી સૂક્ષ્મ શરીર સાથ શક્તિચરણ,ભક્તિમાં નિવાસ કર્યો !

વલ્લભરામ નિ:સંતાન હોવાથી ધોળારામનો વંશ અદ્યાપિ લીલા લ્હેર વિલસી રહેલ છે—એટલે કે ધોળારામના અભયરામ, હરગોવિંદ, રાજારામ, સદાશંકર, લલ્લુભાઈ,

અંબાલાલ ઉર્ફે પૂંજાભાઇ અને ભગવતીપ્રસાદ હાલ મા-
જીના ચરણસેવી આનંદ ભોગવે છે એ પણ આ આનં-
દના ગરબાનાજ આભારી છે.!

આ આનંદના ગરબાના પાઠથી ૨૭૦ વર્ષમાં અનેકા-
નેક ભકતોને વિવિધ ચમત્કાર મળેલા છે, મળે છે અને
મળશે એ નર્વિવાદ છે. તથાપિ પ્રત્યક્ષ પ્રમાણભૂત મારા
ઇષ્ટ મિત્ર શક્તિઉપાશક શ્રીમાન્ ભોગીલાલ ત્રિકમલાલભાઈ
વકીલ કે જેઓ હાલ હયાત છે અને તેમણે બાલ્યાવસ્થા-
થીજ આનંદના ગરબાના ચમત્કારો અનુભવ્યા છે જેથી
તેમનાજ કેટલાક દાખલાઓ અત્ર ટાંકી વાંચકોને આનંદ
આપીશ કે જેથી આ પુસ્તક પ્રત્યે વિશેષ અભિરૂચિ થાય.

એ ભોગીલાલભાઈના સપ્તમ પૂર્વજ રાજારામના પુત્ર
જાગત્રિવેદી કે જેમણે આ ગરબાના જન્મદાતા ભટ્ટ વલ્લભ
જીના મંત્રોપદેશથી દક્ષિણ માર્ગી—શાકતદિક્ષાર્થી થયા
હતા. એટલુંજ પણ તેઓએ શ્રી બહુચરી માતાના
આદિસ્થાન નવાપુરામાં આવી પૂજ્ય માજીની ઉપાસના
સ્વિકારી હતી. તેમજ તે દિવસથી તે આજ દિન સુધી
તેમની સાત પેઢી લગી માજી પ્રત્યેનો અનન્ય ભક્તિભાવ
તથા ગરબાના પાઠ પ્રત્યેનો પ્રેમ જેમનો તેમ કાયમ રીતે
જ ચાલુ રહેલ છે. એટલે કે રાજારામના જાગત્રિવેદી
ભાઇચંદ્ર, નિહાલચંદ્ર, ઉજમરામ, ત્રિકમલાલ, ભોગીલાલ

અને મહાદેવપ્રસાદ એમ સાત પેઢીની પરંપરાયે માજીની ભક્તિનો પ્રવાહ સંસ્કાર પૂર્વક વિદ્યમાન જ છે.

ભોગીલાલભાઈ વિદ્યાભ્યાસ નિમિત્ત નડિયાદ અંદર તેમનાં ફોઈ ગંગાસ્વરૂપ સ્વ. કાશીબાને ત્યાં રહેતા હતા. તેઓ પણ માજીનાં ભક્ત હતાં જેથી તેમની દૃઢ ભક્તિ શ્રદ્ધાના પ્રતાપે તેમને માતાજીએ અનેક પરચા આપ્યા હતા. તે સંબંધી વિવિધ વાતો સંભળાવતાં હતાં. તેમ ભોગીલાલ ભાઈનાં માજીને પણ માતાજીએ સ્વપ્નદ્વારા કેઈ પરચા પૂર્યા હતા. આથી બાલ્યાવસ્થાથી જ તેમને આનંદના ગરબા અને માજીની ભક્તિ તરફ લગની લાગી હતી.

એક સમય મધ્યાન્હ સમય ભોગીલાલભાઈ માતાજીના ગોખ સ્હામી દૃષ્ટિ સ્થાપી એકાગ્ર ચિત્તવડે નિહાળ્યા કરતાં માજીની સ્તુતિ કરતા હતા. તે સમય તેમણે નેત્રો અંજાઈ જાય તેવો અપૂર્વ તેજનો અંબાર ચક્ષુ સમીપ ગોખમાં થયેલો નિહાળ્યો કે તે પ્રકાશ જાણે અદ્યાપ પણ તેમના નજર અગાડી રમ્યા કરે છે.

તદનંતર જ્યારે તેઓ નોકરીમાં જોડાયા અને વડોદરા તાલુકા વહીવટદાર સાહેબની કચેરી અંદર મુલ્કી ચિટનીસની જગોએ ૧૯૪૧ માં કાયમ થયા ત્યારે તેમના મામા સ્વ. પ્રાણલાલ ગણપતરામ તથા તેમની માસીના દીકરા સ્વ. ભગવાનલાલ જીવનલાલ પણ તેજ કચેરીમાં

નોકર હતા. તેમજ સીનોરવાળા મિસ્ત્રી નારણજીભાઇ અને દામોદર દાજીભાઈ કે જેઓ માજીના પરમભક્ત હતા તેઓ હમેશાં પોતાને ત્યાં રાત્રિના સમય માજીના ગરબા ભજન વગેરે કરી આનંદ મેળવતા હતા. તે ભજન મંડળી અંદર ભોગીલાલભાઇ અને તેમના મામા વગેરે પણ ભાગ લેતા હતા. જો કે ભોગીલાલભાઇ આનંદના ગરબાનો પાઠ રોજ કરતા નહુતા; પરંતુ એ મંડળીમાં જવા પછી તો ગરબાના અદ્ભુત ચમત્કારો જાણવા ને જોવામાં આવતાં તેમની મનોવૃત્તિ માજીની ભક્તિ ભણી અધિકાધિક વધતી ચાલી. એથી ભક્તિભાવ જેમ જેમ દૃઢ થતો ગયો તેમ તેમ ગરબાના ચમત્કારો અનેકાનેક મળવા લાગ્યા.

આ પ્રમાણે નવ વર્ષ માજીની ભક્તિમાં વ્યતીત થતાં દૌલતાબાદી માજીએ સં. ૧૯૫૦ ની અંદર સ્વપ્ન દ્વારા પ્રાકટ્યતા પ્રકાશી કુર્કટવાહની મૂર્તિથી તેમને પ્રાપ્ત થઇ સેવા ભક્તિનું દ્વાર ખુલ્લું કરી આપ્યું. એથી એ ચમત્કારિક મૂર્તિને કોઈ સુંદર સ્થળમાં સ્થાપવા તેમનું ધ્યાન ખીંચાયું; પરંતુ સમયની બાલહારી અને માજીની મરજીથી તુરત તેમ થવાનો યોગજ હાથ લાગ્યો નહીં. જેથી તેમણે માજીની આજ્ઞાને વધાવી લીધી.

તેમણે માજીની મૂર્તિ સ્થાપવા અનેક યત્નો આદર્યા; તથાપિ તેઓ સફળતાને ભેટ્યા નહીં. પરંતુ તેમનું એક

સરખું ધ્યાન એજ કામ ભણી લાગ્યું રહેવાથી અંતે ખેરાળુની અંદર શ્રીમાળીની ન્યાતની વાડીમાં મજકુર માજીની સ્થાપના કરવામાં સફળતા મળવાનો સમય હાથ લાગ્યો. સં. ૧૯૫૩ ના આશો શુદી ૧૩ શુક્રના રોજ માજીની પ્રાતમાની મંત્રપ્રતિષ્ઠા કરાવી આનંદને વધાવી લીધો. તેમજ સારી રકમ ભેટાર્થે મળી આવતાં જોઇત સર્વ પૂજાસાહિત્યો, મંદિરનો ઠાઠ અને અન્ય ભોગસામગ્રી વગેરે પણ મેળવી લીધી. તેમ તેમણે પણ બનતી સેવા ભેટ કરી આનંદ પ્રાપ્ત કરી લીધો.

તત્પશ્ચાત્ માજીના મંડપ અગાડી ચોઘડીઆં શરૂ થવાનો તેમને સંકલ્પ થયો. જેથી આનંદના ગરબાનો પાઠ કરી સૂઈ ગયા કે રાત્ર સમય–"કાઠયાવાડમાં પ્રવાસ કર કાર્ય સફળ થશે." એવું સ્વપ્ન સૃષ્ટીથી જણાયું. જેથી જાણીતા નામાંકિત ગૃહસ્થોનાં પત્રો મેળવી તેઓ લીંબડી દરબાર સાહેબ સ્વ. સર જસવંતસિંહજીની ભેટ લેવા રવાના થયા. અને વિરમગામ, વઢવાણ થઈ લીંમડી જઈ પહોંચ્યા. માતાજીના પ્રતાપથી સર્વ સ્થળે ધાર્યુંજ થતું હતું અને તે તે સંબંધી સ્વપ્નદ્વારા પ્રથમથીજ સૂચના થયા કરતી હતી.

સં. ૧૯૫૪ ના પોષ વદી ૩ ના રોજ દરબારશ્રીની મુલાકાત થઇ અને વાતચિતમાં પરમાનંદ મળ્યો. તથા

એક માસ લગી તેમને રોકી દરબારશ્રીએ પોતાની આં સ્તિકતા, ભક્તિભાવ, શ્રદ્ધા, ઉત્સાહ અને વિદ્વતાદિનો પરિચય આપ્યો, જેના લીધે અત્યાનંદ મળ્યો હતો. તથા ચોઘડીઆના વર્ષાશન સંબંધે પણ હુકમ થઈ ગયો હતો; કેમકે તેમને માજીએ સ્વપ્નમાં તે બાબત કરવાની આજ્ઞા કરી હતી. એ ઠરાવ માતાજીની ખેરાળુમાં સ્થાપના રહી ત્યાં લગી કાયમ રહ્યો હતો.

વીશ વર્ષ લગી માજીની મૂર્તિયે ખેરાળુના મંદિર અંદર કાયમ રહી ભાવિક ભક્તોને અનેક પરચા આપ્યા હતા; પરંતુ ભાવિક પૂજારી બાલારામનું મરણ થતાં માજીની પૂજા સેવા વગેરે બરોબર ન થવાના લીધે માજી સ્વપ્નદ્વારા પોતાના આદ્ય વિશ્રામ નવાપુરામાં બિરાજવાની ઈચ્છા દર્શાવા લાગ્યાં. એ સબબથી ભોગીલાલભાઈએ અમદાવાદમાં આવી નવાપુરાના મંદિર સંબંધી તેમજ શ્રીમાન વલ્લભભટ્ટજીના વંશજ રા. રા. અંબાલાલભાઈની ભવ્ય ભાવના સંબંધી હકીકત મેળવી. એટલુંજ નહિ પણ તેમની સાથેની વાતચીતમાં માજીનો વિચાર જે સ્વપ્ન દ્રશ્ય હતો તે જણાવ્યો. જેથી માજીની કૃપાબળે તે વિચારણાને અંબાલાલ ભાઈયે વધાવી લીધી; કારણ કે માજીની વંશપરંપરાથી ચાલતી આવેલી વિશુદ્ધ ભક્તિમાં બનતી સેવા બજાવવી એ તો તેમનું કર્તવ્યકર્મ હતું. તેમણે સર્વ પ્રકારે

તે મનોવૃત્તિને સફળતા આપવા પૂર્ણોત્સાહ પ્રદર્શિત કર્યો, એથી તેઓ ખેરાળુ ગયા. તેમજ સુમુહૂર્તે માજીની મૂર્તિ અમદાવાદ લઇ આવ્યા.

સં. ૧૯૭૯ ના વૈશાખ શુદી ૬ ગુરૂવારના રોજ નવાપુરાના મંદિર નજીકના નવા ભવ્ય દેવાલય અંદર મજકુર માજીની મૂર્તિની કાયમને માટે તેમણે યથાશક્તિ ભક્તિ સાથ વેદોક્ત વિધવત્ અંબાલાલ ભાઈની શુભેચ્છાથી પ્રતિષ્ઠા કરી અને એથી એમણે તેમજ પ્રેક્ષકોએ પૂર્ણાનંદ મેળવ્યો. આ સમય જોવા યોગ્ય ધામધૂમ થવાથી ભાવિક ભક્તોનો પણ અપાર ઉત્સાહ વૃદ્ધ પામ્યો હતો.

આ સર્વ પ્રભાવ તેઓએ આનંદના ગરબાથી નિહાળ્યો છે. તથા દરેક કાર્ય વખતે આ ગરબાની અજમાયસ કરી છે કે જે ધારેલી ધારણા સફળ કરવા સાક્ષાત્ કલ્પવૃક્ષ સમાન છે. વલ્લભભટ્ટનું પણ કથન છે કે-" કળિ **કલ્પતરૂવાડ, જે જાણે તેને મા;** " આ કળિયુગ અંદર કલ્પવૃક્ષના વાડિરૂપ છો; તોપણ જે આપને પૂર્ણપણે જાણે પિછાણે છે તેનેજ સકળ ઇચ્છાપૂરક કલ્પતરૂ સમાન છો.

વડનગર નિવાસ નામાંકત ભક્તરાજ જદુરામ મહારાજે પણ કહ્યું છે કે-**"કલિયુગમાં મા કલ્પવૃક્ષ છો આશી નિરાશી ન થાય."**—મતલબ કે માજી ! કળિ કાળમાં કલ્પવૃક્ષ રૂપ હોવાથી આશાવંત જનો નિરાશાને ભેટતાંજ નથી.

તેમજ ભક્તરાજ માધવદાસજી પણ કહી ગયા છે કે—

**“ નવે ખંડમાં ત્હારૂં બિર્દરે, માનુનીના તેં કીધા છે મર્દરે; દુખિયાંનાં ટાળ્યાં તેં દર્દરે, સલખનપુરે સાચી મા બહુચરારે. ”**

આ પ્રમાણે અનેક પ્રમાણભૂત વચનો છે અને જેની જેવી સબળ નિર્બળ ભાવના તેવી તેવી તેની ઇચ્છા પરિપૂર્ણ થાય છે.

આનંદના ગરબાના પાઠથી કચ્છ ભુજના શરદબાગ સુપ્રિન્ટેન્ડેંટ સાહેબ રા. રા. વાલજીભાઈ માવજીભાઈ પણ દવાઓ કરી કરી તદ્દન કંટાળી ગયા હતા છતાં અજીર્ણની બીમારી ન મટી જેથી તેમની જિંદગી તરફની આશા પણ શંકાને શરણ થઈ રહી હતી; તથાપિ ગરબાનો પાઠ કરતાં અણધારી અજબ રીતિથી તન્દુરસ્તી પ્રાપ્ત થઈ કે જેઓ હાલ હૃષ્ટપુષ્ટ રહેવાથી ગરબાના અનન્ય ઉપાસક થયા છે. તેમજ રા. રા. વિશનજીભાઇ રાઘવજીભાઈ આ. રેવન્યુ કમીસ્નર સાહેબ (ભુજ) તેમણે અને રા. રા. પ્રેમજીભાઇ ઉમરશી ગોલ્ડ એન્ડ સીલ્વર સ્મીથ કચ્છ વર્કસ ભુજ (હાલ વડોદરામાં છે.) તેમને અને મને પણ આનંદ ગરબાના અલૌકિક ચમત્કારો મળ્યા છે. તેમજ ભુજમાં એક દરજીને ત્યાં રોજ ઘર ઉપર પથરા પડતા હતા તે આ ગરબાના પાઠથી અજાયબી રીતે બંધ પડી ગયા હતા. અને

ભોગીલાલજીને તો સેંકડો ચમત્કારો મળવાથી આનંદના ગરબાને કંઠમણિ ગણિ નિરંતર ગણવાનો નિયમજ ચક્ષાચલો છે. પ્યારા ચિ. ડૉ. મહાદેવપ્રસાદ અમેરિકા ન્યુયોર્ક અંદર એમ. ડી. ની ડીગ્રી મેળવવા ગયા છતાં માજીની કૃપાથી ટુંક મુદતમાં અણધાર્યા સંયોગો વચ્ચે ઘણા માન સન્માન સાથે ઉંચા પદની પદ્ધી પ્રાપ્ત કરાવવાથી તેમની મનેચ્છા સુફળ થઈ છે. આથીજ વલ્લભભટ્ટજીનું વાકય સત્ય છે કે કલ્પતરૂ સમાન સર્વેચ્છા પૂરક આનંદના ગરબાનો પઠ છે એ નિર્વિવાદ છે! તેમજ મહાત્માઓનું કથન છે કે—" कलौचण्डीविनायकौ–આ કળીકાળ અંદર દેવી અને ગણપતિજી ખાસ ચમત્કારદાતા છે."

આજે લગભગ આ આનંદના ગરબાને જન્મ મળ્યે ૨૭૦ વર્ષ થવા આવ્યાં છે અને આના પાઠ કરનારા પ્રેમી સેવકો–પાઠકો બેસુમાર છે; પરંતુ આ ગરબાનું ખરૂં રહસ્ય અને શુદ્ધ પાઠ જાણનાર કોઇ વિરલાજ પાઠક છે. કેમકે તેના પૂર્ણ અર્થ પ્રકટ કરવા કોઇનું ધ્યાન દોરાયુંજ નથી. નથી દોરાયું એનો હેતુ એજ કે ગરબાના અર્થ લખનાર કાવ્ય સાહિત્યનો પૂજક અને રસિક પ્રયોજક હોય તોજ તે કાર્ય પાર પહોંચી શકે. તેમજ આ ગરબામાં મારવાડી–મરાઠી–કચ્છી–માગધી–હિંદી અને પરશિયન તથા ગામડીઆ ભાષાના પણ કેટલાક શબ્દ છે જેથી તે બધી ભાષાઓનું

જ્ઞાન પણ હોવું જોઇએ તો યથાર્થ અર્થ લખી શકાય. અને એવી રીતે અનુવાદ થાય તો ઘણા પ્રેમી પાઠકો આ ગર૨ બાના રહસ્યનો ઉત્તમ લાભ લઇ શકે કે જેથી વલ્લભભટ્ટજીના શ્રમની સાફલ્યતા પણ થઇ શકે.

એક સમય આ ગરબાના અનુવાદ સંબંધ વિષે રા. રા. ભોગીલાલભાઈએ મને પ્રેરણા કરી એટલે મારી માજીની કૃપાથી પણ તે તરફ મનોવૃત્તિ પ્રેરાઈ અને મેં તે પ્રેરણાને વધાવી લીધી છતાં પણ મેં તેમને કહ્યું કે, 'એક મનુષ્ય બધી બાબતોમાં નિષ્ણાત હોતો નથી; કેમકે 'सर्वज्ञएकोहरिः' જેથી મારા કરેલા અનુવાદને અવલોકી તેમાં યોગ્યતા સચવાઇ છે કે કેમ તે જોઇ જાણી સુધારો વધારો કરી શકે તેવો કોઇ શક્તિભક્ત વિદ્વાન શોધી દેવા ધ્યાન દેવું પડશે.' આ ઉપરથી ભોગીલાલજીએ કહ્યું કે—'તે કામ મારા મામાના દીકરા બટુશંકરજીને સોંપી ઇચ્છા અદા કરાવી દઈશ.'

તદનંતર આ ગરબાનો અર્થ મેં યથામતિ સાથ લખી ઉક્ત સુજનમંડળી સમક્ષ અર્થવિચાર સંબંધી શંકા સમાધાન કરી ઘણા પાઠની ચુંટણી સમેત શુદ્ધ અને નિઃશંક ભાષાંતર તૈયાર કર્યું અને એથીજ હું પ્રિય પાઠકોને આનંદ આપવા અનુસર્યો છું.

આ સ્થળે ( ભોગીલાલજી અને બટુશંકરજી ) એ બેઉની થએલી માજીની સેવા માટે હું અત્યંતાભારી છું.

આ પાઠસિદ્ધિરૂપ આનંદના ગરબાની સિદ્ધિ મેળવવા ઇચ્છનાર મહાશય પોતાની મનકામના સફળ થવા નિમિત્ત આશો માસની નવરાત્રી અંદર જ્યાં શ્રી બહુચરાજીનું મંદિર હોય ત્યાં અથવા ગૉખ આંગી મૂર્તિ છબી સન્મુખ રાખી, જવારા સહ સુમુહૂર્તે કુંભસ્થાપના કરી શ્રીફળ સ્થાપી માજીનું દીપ ધૂપ નૈવેદ્યાદિથી પૂજન તથા આરતી આદિ કરવું. ઉત્તમ દૃઢ સંકલ્પ સાથ આનંદનો ગરબો હુમેશાં ઉપરનો વિધિ સાચવી બની શકે તેટલીવાર શુદ્ધ ઉચ્ચાર અને અર્થ વિચારની ભાવના પૂર્ણ ગણવો. કિંવા આશો શુદી ૮ મીની ચાર ઘડી રાત્રિ જવા પછી માજીની સન્મુખ દીપ ધૂપ યુક્ત ગરબાનો પાઠ શરૂ કરી નવમીના સૂર્યોદય થતાં લગી ૧૦૮ વાર ગણવો જેથી પૂર્વ સેવા સિદ્ધિ પ્રાપ્ત થાય છે. અથવા તો મહામાસની, ચૈત્ર માસની, આષાઢ માસની, અને આશોજની નવરાત્રીથી પણ ઉપરનો વિધિ સેવી શકાય છે. નવમીના રોજ દિવસે માજીનું પૂજન કરી પારણું કરી ઉદ્યાપન કરવાનો નિયમ છે. (બ્રહ્મ-ચર્ય, સત્યવચન, સાત્વિક ભોજન, એકાસન-એકટાણું ભોજન અને પવિત્રાચાર વિચાર જાળવવા ખાસ ધ્યાન દેવું.) તદનંતર બીજા વર્ષની આશોજની અષ્ટમીના દિને **"નમો નમો જગમાત, નામ સહસ તારે મા; માત તાત ને ભ્રાત, તું સર્વે મ્હારે મા."** આ પાઠ મંત્રનો દશ હજાર જાપ કરવો અને એજ મુજબ ચારે નવરાત્રીએ

કરવું જેથી મંત્રસિદ્ધ થાય છે. અગર જેની જે માગણી હોય તે પૂર્ણ કરવા ગરબામાં ૧૦૦ મા ગરબાથી શરૂ થયલા પદમંત્રની ઉપાસના કરવી. એટલે કે, ધન ધાન્ય પશુ પુત્ર અને દિર્ઘાયુ એ પાંચેની ઈચ્છાવાળાએ-"**પામે પદારથ પાંચ, શ્રવણે સાંભળતાં મા,**" આ પાઠની ઉપાસના કરવી. આગ્નભયથી બચનારાએ—"**નાવે ઉન્હી આંચ, દાવાનળ બળતાં મા.**" તથા શત્રુના શસ્ત્રાસ્રના ભયથી બચનારાએ-"**શસ્ત્ર ન અડકે અંગ**" એ બે પદનો, તેમજ હમેશાં નવનવા ભોગ સંયોગની ઈચ્છાવાળાએ-"**નિત નિત નવલે રંગ**" એ બે પદોનો, તથા જળભયથી બચનારાએ-"**જળ જે અકળ અઘાત-**" એ બે પદોનો. તથા અન્ય ભય સંકટનાશનાર્થ "**ક્ષણુ ક્ષણુ નિશિદિન પ્રાત-**" એ બે પદોનો, તથા ભૂત પ્રેતાદિના ત્રાસ નિવારણુ માટે-"**ભૂત પ્રેત જંબૂક**" એ ચારે પદોનો. તથા પગ હાથ વગેરે અંગોપાંગના ગતિ ભંગ થએલી સુધારવાની ઈચ્છાવાળાએ—"**ચરણુ કરણુ ગતિ ભંગ**" એ બે પદોનો, તથા મુંગા બોબડા તોતળા અને અંગની બાધ વ્યાધિયો ટાળવાની ચાહનાવાળાએ "**ગુંગ મુંગ મુખ અંગ**" એ બે પદોનો, રોગથી અંધાપો પામેલો ટાળવાવાળાએ-"**સયણુ વિહૂણાં નેણુ**" એ બે પદોનો. તથા વાંઝીઆપણું ટાળવા ઈચ્છનારાએ "**પુત્ર વિહૂણાં કહેણુ**" એ બે પદોનો. ધર્મ અર્થ કામ

મોક્ષની ઈચ્છાવાળાએ "**કુળી કલ્પતરૂ વાડ**" એ ચારે પદોનો. પુરૂષાર્થ મેળવવાની ચાહનાવાળાએ "**પ્રકટ પુરૂષ પુરૂષાઇ**–" એ બે પદનો, તથા ગરીબી ટાળી ઠકુરાઈ પામવાની ઈચ્છાવાળાંએ–"**ઠાલાં ઘર ઠકુરાઇ**" એ બે પદનો. તથા નિર્ધનને શ્રીમાન થવું હોય તો "**નિર્ધનને ધન પાત્ર**" એ બે પદનો. રોગ શોક દુઃખ માત્ર નાશનાર્થ–"**રોગ દોષ દુખ માત્ર**–" એ બે પદનો. તથા વિવિધ વાહનોની સંપત્તિ ચાહનારે "**હય ગય રથ સુખપાલ**" એ બે પદોનો. તેમજ ધર્મની ધ્વજા ધન ધાન્યાદિની સ્થિરતા મેળવવા ચાહનારાએ "**ધર્મધ્વજા ધન ધાન્ય.**" એ બે પદોનો, અને રાજ્યમાન મેળવવાની વાંછનાવાળાએ–"**મહિપતિ દે મુખ માન**" એ બે પદોનો સબળ સંકલ્પ ગર્ભિત વિધિ યુક્ત મંત્ર જપવો. એટલે ત્રણ કે નવ દિવસમાં ૧૦૦૦૦ સંપુટિ પાઠ કરી. કાર્યસિદ્ધિ મળ્યે અપરાધ ક્ષમા શાંતિ પાઠ—નવચંડી કરાવી બ્રહ્મભોજનાદિવડે માજીની પ્રસન્નતા મેળવવી.

દેવોની પ્રસન્નતા મેળવવી કે દર્શન દે તેવી ભાવના સબળ કરવી એતો કાર્યકર્ત્તાના મનોબળ સંકલ્પપર આધાર છે. પ્રલ્હાદના અડગ ટેક બળવડે સ્થંભ અંદરથી નૃસિંહ ભગવાન પ્રકટ્યા. માર્કંડેય ઋષિને યમદૂત લેવા આવ્યા તે વખતે મુનિની સ્તુતિથી પાર્થિવેશ્વરમાંથી શ્રી શંકર પ્રકટ્યાં હતા. ભક્ત બોડાણા માટે રણછોડજી સવા વાલથી પણ

ઓછા થયા હતા. દ્વારિકામાં શ્રીકૃષ્ણ સ્વરૂપ અંદર મીરાંબાઈ સમાયાં હતાં. પીપા, નરસિંહ મહેતા, સૂરદાસ, હરિશ્ચંદ્રાદિ ભક્તોનાં કષ્ટ ટાળવા પ્રભુ લક્ષ્મીપતિ પ્રકટ થયા છે. તુલસીદાસજીને શ્રી રામ ભેટ્યા છે અને વૃંદાવનમાં શ્રી રાધિકાપતિયે રામરૂપે દર્શન આપ્યાં છે. શ્રી કૃષ્ણચંદ્ર ભગવાનના વાળ અંબાજીમાં ઉતરાવ્યાની સાંક્ષી શ્રીમદ્ ભાગવતજી આપી રહેલ છે. રામકૃષ્ણ પરમહંસ શ્રી મહાકાળીના પરમોપાસક હતા અને તેમાંથી સાક્ષાત્કાર થયે હતો. સ્વામી વિવેકાનંદજીને પણ મહાકાળીજીનો અને હનુમાનજીનો સાક્ષાત્કાર થયો હતો અને આપણાં પ્રમાણભૂત શાસ્ત્રો પણ પુકારી પુકારીને કહે છે કે-**सर्वं भूतमयं हारिम्.** પરમાત્માશ્રીના ચૈતન્ય શિવાયની એક પણ વસ્તુ છેજ નહીં. સ્વામી વિવેકાનંદજીએ પણ મૂર્તિ પૂજા માટે ઉંચો વિચાર પરાવ્યો છે. જગપ્રસિદ્ધ ડૉ. જગદીશચંદ્ર બોઝે પણ સ્થાવરમાં પ્રભુની ચૈતન્ય શક્તિની પૂર્ણ લાગણીઓ સાબેત કરી જગતજનોને ઉચ્ચ સાયન્સ બળથી ચકિત કર્યા છે. દેવની ભક્તિ કરવાથી વારંવાર મંત્રોચ્ચારણવડે માનસિક (ઉચ્ચ) ભૂમિકાપર તે દેવનો આકાર ખડો થાય છે. તેથી તેમની પવિત્ર અને શુભ શક્તિયો સેવક ભણી આકર્ષાયાથી તેવુ કેન્દ્રસ્થાન બને છે. મીમાંસામાં દર્શાવ્યું છે કે-**मंत्रात्मक देव**—મંત્રો વિના દેવ છેજ નહીં. અર્થાત્ અમુક દેવતાનો અમુક મંત્ર શુદ્ધોચ્ચાર

કરવાવડે ધ્રૂજરીઓ પેદા થાય છે તે ધ્રૂજરીઓ ઉચ્ચ ભૂમિકાપર આકૃતિ ખડી કરે છે તેથી તે દેવ તેટલો સમય તેમાં નિવાસ કરે છે અને ભક્તની મનકામના પૂર્ણ કરે છે.

મહામાયા શ્રી જગતપતિની સર્વ શક્તિ છે. તે મહામાયાએ દૃષ્યમાન જગતમાં અનેક કાર્યપરત્વે અનેક ભિન્ન ભિન્ન રૂપે પ્રકટ થઈ સકળ આસુરી સંપત્તિનો અંત આણ્યો છે, સંત સુર ધેનુની વ્હાર કરી જગતની નીતિ રીતિ આદિ નિયમમાં રાખેલી છે. અને તેમનેજ વિશ્વવાસિયો અનેકરૂપે પૂજે છે; પરંતુ તેઓ તો એક જ રૂપમાં રહી પ્રતિ અણુમાં ગતિ આપવા પ્રકાશિ રહેલ છે. અર્થાત—"एको देवः सर्व भूतेषु गूढः सर्वव्यापि सर्व भूतांतरात्मा—એકજ દેવ કુલ પ્રાણુ પદાર્થ અંદર ગુપ્ત કિંવા પ્રકટરૂપે પણ રમી રહેલ છે અને અખિલ પ્રાણિ વિષે અંતરાત્મા રૂપે પ્રકાશિત છે." કથનનો હેતુ એજ છે કે ઈષ્ટ દેવતા જ્યાં જોઇયે ત્યાં—અણુ અણુ અંદર પ્રકાશિત છે. માત્ર સબળ ભાવનાની સુરતા લાગે તો તો મનેચ્છા મુજબ કાર્યસિદ્ધિ હાજરજ રહે છે.

સમસ્ત ભાવિક શાક્ત ભક્તોને આનંદ મળવા હિતાર્થ આ આનંદનો ગરબો અર્થ રહસ્ય વગેરેથી વિભૂષિત કરી પાઠકોના કરકમળ શોભાવવા તૈયાર કર્યો છે. ઈચ્છું છું કે આ ગરબાના પાઠથી પ્રેમી પાઠકો અખિલ મન

કામના અને અખંડાનંદ મેળવી આ માયામયી સંસાર ચક્રના ફંદથી દૂર થઈ શક્તિચરણમાં લીન થવા મસ્ત બનશેજ !

આ ગરબાના અર્થ પૂર્ણપણે પ્રકાશ કરવા એ તો હાથવડે સાગર તરવા સરખો મૂઢ પ્રયાસજ મનાય તેમ છે; તથાપિ માજીઅર્પિત યથામતવડે જે કંઈ સાર મંથન કરી તત્ત્વ તારવ્યું છે તે રસવત્ ગુણગ્રાહી સુજનો સ્વિકારી સુધારી મારા શ્રમને સાફલ્યતા બક્ષશેજ ! જો કે આ જગત ભૂલભરિત હોવાથી મારી મતિમાં તે ભૂલનો અંશ કદાચ હોય તો આશ્ચર્ય નથી. માટે આપ વાચક મહાશયમંડળ રહેલી ભૂલ દોષાદિક ભાવની કિંવા સુરસ સિંચનની ખામી વિષે દરગુજર કરી મને કરૂણાની રાહે તે તે ભૂલો દોષો વગેરેની સૂચના કરશે તો બીજી આવૃત્તિ સમય તે વિચારોને યોગ્ય સ્થળે સ્થાપવા વધાવી લઇશ.

જો કે આ ગરબાના પાઠ ઘણા છપાઈ ચૂકયા છે; તથાપિ ક્રમે ક્રમે લિપિ,સમજદોષથી અશુદ્ધતા થઈ જતાં અર્થનો નિર્ણય પણ મુશ્કેલ થઈ પડયો હતો જેથી મેં ઘણી પ્રતોના આધારે પાઠ અર્થ રહસ્યસંગતિને ધ્યાનમાં રાખી આ અર્થ તૈયાર કરેલ છે જેથી દુરાગ્રહી ન થતાં સુજનો આ પાઠ અર્થને ધ્યાનમાં લેશે.

| | |
|---|---|
| રાજનગર સંવત ૧૯૭૫ પોષી પૂર્ણીમા. | શક્તિચરણોપાસક પુરોહિત પૂર્ણચંદ્ર શર્મ્મા |

# પુસ્તકપ્રસિદ્ધકર્ત્તા મહાશયનો પરિચય.

આ પરમોપકારી પુસ્તક પ્રકટ કરવામાં પોતાનો આંતરિક પ્રેમ પ્રકાશમાં લાવનાર શ્રીમાજીના પરમ ભક્ત શ્રીયુત રામચંદ્રભાઈ નૃસિંહદાસ એન્જીનીયર એમ. આઈ. એમ. ઈ. સાહેબ કે જેઓ હાલ સર ચિનુભાઇની મીલમાં ચીફ એન્જીનીયર છે એમનો સહજ પરિચય આપી શકે:—

એઓશ્રીનો જન્મ વિ. સં. ૧૯૧૫ ની આશ્વિન અમાવાસ્યા એટલે કે દીવાળીના રોજ પોર્ટુગીઝ તાબાના દીવ બંદરમાં થયેલો છે. એઓ બ્રહ્મક્ષત્રીજ્ઞાતીપ્રદીપક જ્યારે સાત વર્ષના થયા ત્યારે એમનાં માતુશ્રી મુંબાઇમાં એમને લઇ આવ્યાં હતાં; કેમકે એઓના મુકુટમણિ વ્યાપારાર્થે ત્યાં બિરાજતા હતા. એથી ત્યાં રહી આઠમા વર્ષથી એમને ગુજરાતી અભ્યાસ શરૂ કરાવી કામ યોગ્ય પૂર્ણ કરાવ્યા બાદ એલ્ફીન્સ્ટન હાઇસ્કૂલ અંદર ઇંગ્રેજી અભ્યાસ શરૂ કરાવી મેટ્રીક લગીનું જ્ઞાન સંપાદન કરાવ્યું.

તદનન્તર સર જમશેદજી જીજીભાઇ આર્ટ સ્કૂલમાં ડ્રોઇંગ–ચિત્ર સંબંધી ઉચ્ચ જ્ઞાન પ્રાપ્ત કર્યું. તે પછી સોળ વર્ષની ઉમર થતાં ધંધા માટે ધ્યાન આપવાથી મીકેનીકલ લાઈન હાથ કરી તે સંબંધી પણ કેટલુંક જ્ઞાન પ્રાપ્ત કર્યું; તથાપિ મન માનતો લાભ હાંસિલ ન થવાના લીધે કેટલાંક કામો ધ્યાનમાં લીધા છતાં એઓશ્રી વિશેષ લાભાર્થે

ઈન્જીનીયરીંગનું ઉત્તમ જ્ઞાન હાથ કરી જંગબાર પધારી ત્યાં અતિ આનંદ વર્ત્યા હતા. તે પછી સને ૧૮૮૪ માં થર્ડ કલાસની, ૧૮૮૫ માં સેકંડ કલાસની અને ૧૮૮૬ માં ફર્સ્ટ કલાસ એન્જીનીયરની પરીક્ષા નિર્વિઘ્નતા સાથ પસાર કરી હતી. ત્યારબાદ દિલ્લી, પાચોરા અને મુંબઈમાં એન્જીનીયર તરીકેની નોકરી કરી તા. ૧-૧૧-૧૮૮૯ માં અમદાવાદ અંદર શેઠ માધુભાઈ રણછોડલાલ છોટાલાલની સારંગપુર દરવાજા બાહેરની મીલમાં એન્જીનીયરની જગોપર કાયમ થઇ પ્રમાણીકતાથી જગા શોભાવી હતી. તેમજ મહેસાણા, વિરમગામ, માંડલ વગેરે ગામોમાં પણ ફેકટરીઓના ઈરેકશનનું સુપરવીઝન કરતા હતા તથા રામપુરા, બાવળા વગેરેની ફેકટરીની પણ દેખરેખ રાખતા હતા. તે પછી અમદાવાદની જુદી જુદી મીલોમાં પણ એન્જીનીયર તરીકે સારી પ્રખ્યાતી મેળવી હતી, તેમજ કેટલીક ફેકટરીઓ, ફ્લોવર મીલો અને બાર સ્પીનીંગ તથા વીવીંગ મીલો તેઓનીજ દેખરેખ તળે ઉભી થઈ હતી. તેઓ ધી ગુજરાત જીનીંગ એન્ડ સ્પીનીંગ મેન્યુફેકચરીંગ કુંપનીની મીલ તથા ધી ગુજરાત સ્પીનીંગ એન્ડ વીવીંગ મીલ તથા ધી મોતીલાલ હીરાભાઇ સ્પીનીંગ એન્ડ વીવીંગ મીલ્સ એ ત્રણ મીલના એન્જીનીઅર હતા. માણેકચોક અને અમદાવાદ મેન્યુફેકચરીંગ મીલમાં આસરે ૨૦ વર્ષ નોકરી દીપાવી હતી.

અમદાવાદની મ્યુનિસીપાલેટી તરફથી પણ એ નોકરી દર્મ્યાન વૉટર વર્ક્સ તેમજ ડ્રેનેજ એનજીનીયરપર કનસલ્ટીંગ એન્જીનીયર તરીકે નિમાયા હતા. સને ૧૯૨૦ ની સાલ અંદર નેશનલ કોંગ્રેસની રીસેપ્શન કમીટીના મેમ્બર થવાથી હુન્નર ઉદ્યોગના પ્રદર્શનમાં એઓશ્રીએ એક બોઇલર ટેસ્ટીંગ પંપ બનાવીને મૂકયો જેને લીધે પ્રદર્શન તરફથી રૂપાનો ચાંદ તથા સર્ટિફિકેટ મળ્યાં છે.

એઓશ્રી લંડનની મીકેનીકલ ઇન્સ્ટીટ્યુટના મેમ્બર છે. એમણે "સ્ટીમ એનજીનીયર" નામનું પુસ્તક પણ રચેલું છે. તે એન્જીનીયરનું કામ શિખનારને બહુ ઉપયોગી છે. તેમ જ લંડનની રોયલ સોસાઇટી ઑફ આર્ટસના તથા રોયલ મેટીયોરોજીકલ સોસાઇટીના અને નોર્થ બ્રિટીશ એકેડેમી ઓફ આર્ટસના ફેલો નિમાયલા છે. ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીના લાઈફ મેમ્બર છે. અને અમદાવાદ ઇન્ડસ્ટ્રીયલ ક્લબના પ્રમુખ છે. ગણિતના વિષયમાં એઓશ્રી પ્રવીણ છે. અને લંડનની મીકેનીકલ એન્જીનીયરસ ઈન્સ્ટીટ્યુટનું ઉચ્ચ દરજ્જાનું સર્ટિફિકેટ પણ શોભાવે છે. એમણે છપ્પનના દુષ્કાળ સમય ઢોરોને બચાવવામાં સારી મદદ આપી હતી. સનાતન ધર્મપર એઓશ્રીની સારી શ્રદ્ધા હોવાથી જિર્ણોદ્ધાર તરફ વિશેષ ભાવના ધરાવે છે. તેમજ કેળવણી લેતા વિદ્યાર્થિયોને ઉત્તમ ઉત્તેજન આપે છે. ગ્રંથકારોની પણ

કદર બુઝે છે, સત્કર્મમાં નિમગ્ન રહે છે, તેમજ સ્કોલર-શીપ પણ સ્વજ્ઞાતિબંધુઓને આપે છે.

આ ગરબાના કર્ત્તા વલ્લભભટ્ટજીના સપ્તમ વંશજ હસ્તે સંવત ૧૯૬૬ ની સાલથી એઓશ્રી શક્તિ દિક્ષા અંગીકાર કરી માજીના અનન્ય ભક્ત થયા છે. પોતે દયાળુ દિલના હોવાથી સર્વ જન પર સમાન પ્રીતિ અને દયા રાખી બનતી મદદ કરી આનંદિત રહે છે. નવાપુરાની બહુચરાજીની સમીપ માજીના નવીન દેવાલયમાં એઓશ્રીએ સારી રકમ વાપરી ઉદારતાનો પરિચય આપ્યો છે.

આ પુસ્તક પ્રસિદ્ધિ માટે પણ એઓશ્રીએ પોતાનો પૂર્ણોત્સાહ દર્શાવ્યો છે એ માટે તેમનો આભાર માનવો આવશ્યક છે. ઈચ્છિયે છિયે કે, માજી તેમને દીર્ઘાયુ બક્ષી સદૈવ આરોગ્યતા સાથ સત્કર્મમાં આગેવાની ભર્યો ભાગ લેવાની મતી પ્રેરે ! કે જેથી જીવનની સિદ્ધિ હાજર રહે !

પી. પી. શર્મ્મા.



# સુવિનીતસેવાસુમનાજલિ-સંબંધી કવ્વાલી.

અપાવન જગતને આપે, કર્યું પાવન કૃપાજલથી;
પ્રમોદે પ્રેમજલ એથી, ચઢાવું ચરણસેવામાં !
તપ્યાં જન ત્રિવિધના તાપે, કર્યાં શીતલ કૃપા લાવી;
સુમન ચંદન સદા એથી, ચઢાવું ચરણસેવામાં ! ૨
જનમમરણાદિ ક્ષત જનનાં, રૂઝાવ્યાં રૂચિર રંગેથી;
અખંડિત અક્ષતા એથી, ચઢાવું ચરણસેવામાં ! ૩
દઢાવી ભક્તિ ને શ્રદ્ધા, સુવાસિત જનમનો કીધાં;
સુમનમય સુમનસો એથી, ચઢાવું ચરણસેવામાં ! ૪
અવિદ્યા હોમી તેં આઈ, પસારી વાસ સહુ વિદ્યા;
મુદિતતાધૂપ હું એથી, ચઢાવું ચરણસેવામાં ! ૫
પ્રકાશ્યું વિશ્વ તેં પ્રીતે, તત્ત્વમય દિવ્ય દીપકથી;
તિમિરહર દીપવર એથી, ચઢાવું ચરણસેવામાં ! ૬
સફળતા ધર્મ કર્મોની, સમર્પી સકળ જીવોને;
સરસમય સુફળ હું એથી, ચઢાવું ચરણસેવામાં ! ૭
મધુરતામય મનો કીધાં, રસિક નવરસવડે માડી !
મિષ્ટ નૈવેદ્ય શુચ એથી, ચઢાવું ચરણસેવામાં ! ૮
અષ્ટવિધિ સેવના સાથે, કરી સેવા સદા માગું;
પુનિત પદપદ્મની સેવા, ભવોભવ દ્યો મને માજી ૯
ભક્તિ સહ શક્તિ તવ સ્તવના, ભેટમાં હું ધરૂં ભાવે;
સ્વિકારી માત સેવામાં. કરો આભારી કલ્યાણી ! ૧૦
પુર્ણની પુર્ણ કર આશા, પડે પોબાર સહુ પાશા;
લલિત આનંદની લ્હેરી, બક્ષ શ્રી બહુચરી બાળા ! ૧૧

સકલ સૌખ્ય-શક્તિ-સિદ્ધિસમપક—

# શ્રી આનંદનો ગરબો.



(ગરબા છંદ.)

**આજ મને આનંદ, વાધ્યો અતી ઘણો મા;**
**ગાવા ગરબા-છંદ, બહુચર [1]આપતણો મા. ૧**

હે માડી ! અનુષ્ઠાનાદિના કષ્ટપૂર્ણ પરિશ્રમ વગર આપે સાક્ષાત્ સ્વરૂપથી અનાયાસેં દર્શન દઇ આનંદમાં લીન કર્યો એથી મારા મન અંદર અત્યંત આજે આનંદ વૃદ્ધિ પામ્યો છે; કેમકે હું નિરક્ષર છતાં આપે જિવ્હાગ્રે વાસ કરી કાવ્યાદ શક્તિ બક્ષી આનંદનો ગરબો ગાવા આજ્ઞા કરી છે અને તેમાં પણ આપ બહુચરી માના ગુણાનુવાદ ગરબા છંદથી ગાવા હુકમાધીન હોવાને લીધે અનહદ આ-

---

૧ એક શબ્દાર્થ ફરીથી એજ પદ કે છંદ (ચાર પદમાં) અર્થનો આકાર ફર્યા વિના આવે તે પુનરૂક્ત દોષ કહેવાય છે. ભટ્ટજીની જીભ ઉપર માજીએ વાસ કરેલો છતાં દોષ આવે એ અસંભવિતજ છે. માત અને મા એમ બે શબ્દ એકજ પદમાં હોવાથી પુનરૂક્ત દોષ આવે એ ભટ્ટજીની ભૂલ હોય નહીં. માત્ર ભટ્ટજી ભણેલ ન હોવાથી બીજા પાસે લખાવતા હતા એથી લેખ દોષ થતાં તે ભૂલ ચાલી આવી હશે; પરંતુ તે સુધારવી યોગ્ય હોવાથી ઉપરનો

નંદનો ભાગી થયો છું. (આ કાવ્ય આખું સન્મુખ સ્વરૂપ થી એટલે કે વલ્લભ ભટ્ટજીએ માડીની સન્મુખ વિનતિ રોશન કરવાના સ્વરૂપમાં વર્ણવેલું છે. અર્થાત્ સ્વયંમુખ ૧, સન્મુખ ૨, પરમુખ ૩ અને પરાઙ્મુખ એમ ચાર મુખ કાવ્યશાસ્ત્રથી નિર્માણ થએલ છે. એ ચાર મુખ પૈકી પોતાના મનને બોધરૂપ બોલવું તે સ્વયંમુખ, તથા સન્મુખ તે બીજાની રૂબરૂ વાત કે વિનાત કરવી, તથા પરમુખ તે ત્રીજા પુરૂષે (મનુષ્યે) કથેલી વાત્તા બીજા માનવ અગાડી પ્રકાશવી અને પરાઙ્મુખ તે ચોથા માનવે ત્રીજા જન અગાડી કથેલી વાત બીજા જન આગળ કથવી. એથી આ કાવ્ય ખુદ માજીની રૂબરૂ પ્રાર્થનારૂપે વર્ણવેલું એથીજ હે મા! એ સંબોધનવડે સંબોધી દર અર્દ્ધા છંદે વિનતિ શરૂ રાખવામાં આવી છે. ગરબા છંદ માત્રામેલ છંદ છે. પહેલા અને ત્રીજા પદમાં અગ્યાર અગ્યાર માત્રાઓ તથા બીજા અને ચોથા પદમાં બાર બાર માત્રાઓ હોય છે, એથી ચાર પદના આખા છંદની મળી ૪૬ માત્રાઓ છે. તેમજ

---

યોગ્ય પાઠ કાયમ રાખ્યો છે. તેમજ માજી રૂબરૂ વિનતિ કથવા છતાં હું બહુચર માતને ગર ગાવા આનંદમાન થયો છું. આ કથનપરથી પણ સન્મુખને બદલે પરમુખ થવાનો દોષ લાગુ થાય છે. પરંતુ આપ બહુચરમાનો ગરબા છંદ ગાવા આનંદિત થયો છું એમ કથવાથી મુખ ફરી ન જતાં કાયમ રહે છે. એથી ઉપરનો પાઠ યોગમાના માજીના ભક્તો તે બાબત સુધારવા ખંતવંત થશેજ! અનુવાદક.

પહેલાની અને ત્રીજાની તથા બીજાની અને ચોથાની બરોબર તુક હોય છે એથી ૧૧૮ છંદ એજ પ્રમાણે રચવામાં આવેલ છે. આ આખું કાવ્ય કર્ત્તાશ્રીએ માજીની સ્વરૂપ લીલા અંદર પરમાત્મા સ્વરૂપજ માની તેમાંજ સર્વસ્વ ઘટના ઘટાવી છે.) ૧

**અલવે આળ પંપાળ અપેક્ષાજ આણી મા;**
**છો ઇચ્છા પ્રતિપાળ, ઘો અમૃત વાણી મા. ૨**

હે માડી ! આપનો દાસ આળપંપાળ—શબ્દના આભાસરૂપ લવારા જેવી વિનતિ પણ જો વિશ્વાસ—દરકાર કે ઇચ્છા રાખીનેજ કરવામાં આવે તો, આપ સેવકની ઇચ્છાનાં પ્રતિપાલક હોવાથી તેની મનેચ્છા પૂર્ણ કરોછો. એ જાણીનેજ હું લવારારૂપ વાણી વિનવવા છતાં મારા ભરોંસા અને વિચારનું પાલન કરવા માટેનો વિશ્વાસ હોવાને લીધે પ્રાર્થના પૂર્ણ આગણી કરૂંછું. કે, આપ માડી! ભૂત, ભવિષ્ય અને વર્ત્તમાન એમ ત્રણ્યે કાળમાં દોષ વિનાની—બાધિત નહીં એવી-યથાર્થ—જેવી જોઇયે તેવી સત્ય અને અમૃત ( સદા કાળ સજીવન રહેનારી ) પરમ મીઠી વાણી મને આપો કે જે વાણી પાઠકોને પૂર્ણ પ્રમોદ દાતા થઈ રમી રહે ( આ વિનતિથીજ ભટ્ટજીની આ વાણી મરેલા—નિરાશા ભેટેલાઓની આશા સજીવન કરનારી નિવડતાં પાઠકોની પ્રતિ ઇચ્છા પૂર્ણ કરી રહેલી છે. ) ૨

**સ્વર્ગ મૃત્યુ પાતાળ, વાસ સકળ ત્હારો મા;**
**બાળ કરી સંભાળ, કર ઝાલો મ્હારો મા. ૩**

આકાશ–સ્વર્ગલોક, મનુષ્યલોક અને પાતાળલોક અંદર પ્રતિ ચરાચર પ્રાણિ પદાર્થના રોમરોમે અને અણુ અણુમાં હે માડી! તુજ શક્તિનો નિવાસ છે અને તાહરો નિવાસ વિલસિત હોવાથીજ તે તે પ્રાણિ પદાર્થ અંદર જીવનત્વ–ગુણ–તાક્ત અને પ્રભાવાદિ ઓતપ્રોત થઈ રહેલ છે. પ્રત્યક્ષ પ્રમાણથી હે મા! હું નિહાળી રહ્યો છું કે આપ સર્વ વ્યાપક શક્તિમાન હોવાથીજ અત્ર પણ પ્રકટ થઈ આ અજ્ઞ બાળકની સંભાળ (દયા દૃગથી જીવનાબ્ધિમાં નવ જીવનની અદ્ભુતતા બક્ષી પ્રતિપાલના) કરી છે તો હવે મારી નમ્ર વિનંતી છે કે નિજનો દાસ જાણી આ શબ્દ-સિંધુથી કિંવા ભવસિંધુથી નિર્વિઘ્નપણે પાર થવા આપ મારો હાથ ઝાલો કે જેના પ્રતાપે પાતાળ, માનવ અને સ્વર્ગ લોકને ઉલ્લંઘી અપવર્ગ–મોક્ષ લીલાને અનુભવી શકું. ૩

**તોતલાજ મુખ તન્ન, તા તો તોય કહે મા;**
**અર્ભક માગે અન્ન, નિજ માતા મન લહે મા. ૪**

હે માડી! તોતળાતી વાણી–ભાંગી તૂટી વાણીથી બાળક તાતી તાતો હાતો તોય વગેરે શબ્દો ન સમજાય તેવા મ્હોંથી કથન કરે; તો પણ બાળકની મા તે શબ્દોનો મર્મ સમજી મનમાં ગ્રહણ કરી લે છે કે મારૂં બાળક

અન્ન માગે છે, એમ ધારી તેની ઇચ્છા પૂર્ણ કરે છે. કથનનું રહસ્ય એજ છે કે, હે મા! હું અજ્ઞદશાવંત હોવાથી ગમે તેવા અર્થ રસ સંગતિવિહીન શબ્દો ઉચ્ચરૂં તો પણ આપ તે શબ્દોને રહસ્ય પૂર્ણ માની જે ઇચ્છાથી સ્તુતિ કરવા માગતો હઉં તે ઇચ્છા આપના લક્ષમાંજ હોવાને લીધે પૂર્ણ કરશો; કેમકે માડીનો એજ પરમ ધર્મ છે કે ગાંડા ઘેલા શબ્દોનો પણ શુદ્ધાશય સમજી મનેચ્છા પૂર્ણ કરવી. ૪ ( અહિયાં લગી પ્રથમ છંદમાં દર્શનાનંદ, બીજામાં ઇચ્છાની પ્રાતપાલના કરવાની વિજ્ઞપ્તિ અથવા ઇચ્છા પ્રતિપાલનનું બિરૂદ દર્શાવી, ત્રીજામાં સર્વવ્યાપક શક્તિ પ્રકાશી, ચોથામાં ઘટઘટના જ્ઞાતાની શાક્ષી આપી માજીના ગુણાનુવાદ જણાવી હવે પાંચમાથી ચૌદમા છંદ લગી ભટ્ટજી પોતાની લઘુતા–અસમર્થતા–અજ્ઞતા બતાવે છે કે:–)

**નહીં સવ્ય અપસવ્ય, કહી કાંઈ જાણું મા;**
**કુળી કહાવા કવ્ય, મન મિથ્યા આણું મા. ૫**

હે માજી! અનુકૂળ–પ્રતિકૂળ–સવળું કે અવળું કથન કરવું એટલે કે કયો શબ્દ સારો છે અને કયો વિપરીત છે તે પણ હું કશું કહી જાણતો નથી; છતાં આ કળિકાળ અંદર કવિમાં ગણાવાની ખાતર આ કાવ્ય કથન કરવા તત્પર થયો છું એ ખરેખર નકામુંજ મનમાં હુંપદ રાખું છું. તાત્પર્ય એજ કે કઈ કવિતા પૂર્ણાલંકાર યુક્ત છે, ૮.

સુંદર અલંકાર યુક્ત સર્વાંગ સુંદર છે, કિંવા કઈ કવિતા આંધળી, પાંગળી, બ્હેરી, બોબડી, નિરસ, અર્થશૂન્ય, મૃતક, કિલષ્ટ, નિયમભ્રષ્ટ, અપશબ્દરૂપ, જતિભંગ, પુનરૂક્તિ દોષ સહિત, પ્રાસાનુપ્રાસ વર્ણસગાઈ રહિત અને ધ્વનિ વ્યંગાર્થ વગેરે સાહિત્ય વિરૂદ્ધ હોઈ શકે તે પણ હું જાણતો નથી. તેમ ઉત્તમ મધ્યમ કનિષ્ટ કવિયોના ભેદ, કવિત્વલાલિત્યતા, કર્ણપ્રિય વાકયો અને રહસ્ય રસ અલંકાર આદિના ધર્મ મર્મ વગેરે પણ આચારમાં લાવવાનું સમજી શકતો નથી. છતાં પણ કળિયુગ અંદર કવિ કહેવરાવવાનો દાવો હાથ ધરવા ખાતર ખોટો ગર્વ લાવી આ સ્તુતિકાવ્ય કરવા આગળ વધ્યો છું—એ મારી કેટલી દાંભિકતાછે ? ! તેમજ હું દોષનો પણ કોષછું એટલે કે:— ૫

કુલજ કુપાત્ર કુશીલ, કર્મ અકર્મ ભર્યો મા;
મૂરખમાં અણમીલ, રસરટવા વિચર્યો મા. ૬

હે માડી ! હું જે વિષય જાણતો નથી તે વિષય પ્રકાશવા તૈયાર થયો છું; પણ એ વિષય સંબંધી કોઈ કંઈ રહસ્ય પૂછશે તો અજ્ઞાનતાના અંગે મ્હોં છુપાવવું પડશે એવું માનું છું છતાં તે બાબતની શરમ નથી એથી નિર્લજ્જ છું. ગંભીર ગૂઢ શાસ્ત્રના આશય વગેરે જાણતો નથી છતાં વિદ્વાનપાત્ર બનવા માગું છું એ કુપાત્રપણાનો ધર્મ ધારણ કરવાથી કુપાત્ર બણું છું. તેમજ બ્રહ્મત્વપણાના કિંવા ઉત્ત્ચ

માનવકોટિના સદાચારાદિથી અપૂર્ણ છું એથી કુશીલ—ખરાબ આચાર યુક્ત છું. તથા કર્મ એટલે રજોગુણની શુભાશુભ પ્રકૃતિયો અને અકર્મ એટલે કર્માભાવરૂપ તામસી સ્થિતિ—એમ રજ અને તમ સંયુક્ત છું, અને આ બધા વિષયોની યથાસ્થિત સ્થિતિમાં અજાણ હોવાથી એવો મૂર્ખ છું કે મારી સાથે મૂર્ખતામાં કોઈ મીલ બાંધી શકે—બરોબરી કરી શકે તેવો કોઈ નથી. એવો છતાં પણ હું કાવ્યથી ભક્તિ આદિ રસનું રટન પ્રતિપાદન કરવા વિચર્યો છું. એ ખચિત એક પ્રકારની ઘ્હેલછાજ નહિ તો બીજું શું કહેવાય? મતલબ કે દોષનો કોષ (ભંડાર) હોવા છતાં સુજ્ઞ શિરોમણિનો ફાંકો રાખી રસિક કાવ્ય કહેવા તત્પર થયો છું. ૬

**મૂઢ પ્રૌઢગતિ મત્તિ, મન મિથ્યા માપી મા;**
**કોણ લહે ઉત્પત્તિ, વિશ્વ રહ્યાં વ્યાપી મા. ૭**

હે માડી! આમ મૂઢપણાની જબરી ગતિ ભરી મતિ હોવા છતાં પણ મેં મનની અંદર માપી લીધું છે કે, આપ માજીની ઉત્પત્તિ આદિનું વર્ણન કરી શકીશ; પરંતુ તે માપ મિથ્યા છે; કેમકે આપ માજી સકળ વિશ્વ અંદર પ્રતિ વસ્તુના અણુ અણુમાં અને ઘટઘટ—રોમરોમમાં વ્યાપી રહ્યાં છો તેવાં અમાપ જનનીની ઉત્પત્તિ કે વ્યાપકતા શી રીતે માપમાં લાવી શકાય? કારણ જે વસ્તુનું યથાસ્થિત

સ્વરૂપજ કળવામાં નથી, જોયામાં નથી કે અનુભવવામાં નથી, તો પછી તેવી વસ્તુનું પૂર્ણ સ્વરૂપ કે વ્યાપકપણું વર્ણવવું એ માનવ કલ્પનાની બ્હારનો વિષય છે. છતાં કહેવા માટે હિમ્મત ભીડી છે એ મૂર્ખ મતિનોજ મહિમા છે. ૭

**પ્રાક્રમ પ્રૌઢ પ્રચંડ, પ્રબળ ન પળ પ્રીછું મા;**
**પૂરણ પ્રકટ અખંડ, અજ્ઞ થકો ઇચ્છું મા. ૮**

હે માજી ! આપનું પરાક્રમ પૂર્ણપણાથી સંપન્ન છે. જબરદસ્ત ભયંકર છે અને અપાર વિશાળવંત છે, તેથી હું જરાપણ જાણી કે કળી શકું તેમ નથી; કેમકે આપનું પરાક્રમ સર્વથા પૂર્ણ છે, જગજાહેર છે અને તેને કોઇ ખંડન કરી શકે કે ગાંજી શકે તેવું ન હોવાથી અખંડ છે; છતાં હું મારી અજ્ઞતાના પ્રતાપથી એ પરાક્રમની કળના કરવા ઉધુક્ત છું એ પણ કેટલી બધી અપૂર્ણતા છે! ૮ કેમકે:-

**અર્ણવ ઓછે પાત્ર, અકલ કરી આણું મા;**
**પામું નહિ પળ માત્ર, મન જાણું નાણું મા. ૯**

હે મા ! આખા સાગરનું જળ એક ન્હાના પાત્ર-વાસણમાં અકલનું અર્જિણ કરી આણવા-ભરવા ચાહું; પણ તે ચાર તોલા જેટલા પણ ન્હાનકડા પાત્રથી મેળવી શકું નહીં અર્થાત્ સાગરજળ સમાન આપના ગુણાનુવાદ અકલની ઓછાશથી એક મારા સાંકડા મનપાત્રમાં ભરવા માંગું છું તો તે બનવું અશક્ય છે અને એવું મનમાં

જાણું છું કે તે ન આણી-મેળવી શકું; તો પણ તેમ કરવાજ મથન કરૂં છું. અથવા તો ચાર તોલા જેટલાં પણ સાગરરૂપ આપ માજીને સ્થૂળતાથી ગ્રહણ કરી શકતો નથી; પણ મનવડે જાણું અને અનુભવું પણ છું; કેમકે મને આપ માજીનો પરાભક્તિની પરાકાષ્ટમાં કે નિર્વિકલ્પ સમાધિમાં જ્ઞાન અને અનુભવ થએલ છે. ૯

**રસના યુગ્મ હજાર, તે રટતાં હાર્યો મા;**
**ઈશે અંશ લગાર, લઈ મન્મથ માર્યો મા. ૧૦**

હે માતુશ્રી ! આપ શ્રીમતીજીના ગુણાનુવાદ ગાતાં બે હજાર જીભોવાળો શેષનાગ પણ હારી ગયો, તેનું કારણ એ હતું કે તે આપની શક્તિનો આશ્રત ન હતો અને શ્રી મહાદેવજી યોગશક્તિરૂપ અર્ધાંગમાં શાકતનિવાસ હોવાથી આપ શક્તિના યોગ બળ વડે ત્રણે લોકને ધ્રૂજવનાર કહો કે ચરાચર પ્રાણીમાત્રના માન મૂકાવનાર કહો પણ તે અજિત કામદેવને જરાક આપ શક્તિના નેત્રતેજાંશથી બાળી ભસ્મભૂત કરી નાખ્યો. આ ઉપરથી મને પૂર્ણ વિશ્વાસ છે કે, આપની સ્તવના અપાર છે અને મ્હારી મતી તુચ્છ છે; છતાં આપની કૃપાશક્તીનો મને કિંચિત્ અંશ મળવાથી પણ કંઇક ગુણ વર્ણવી શકીશજ. ૧૦

**મારકંડ મુનિરાય, મુખ મહાત્મ્ય ભાખ્યું મા;**
**જેમિનિ ઋષિ જેવાય, ઉર અંતર રાખ્યું મા. ૧૧**

હે માડી ! આપ શ્રીમતીનું બ્રહ્માજીકથિત મહાત્મ્ય માર્કંડેય મુનીશ્વરે પોતાના મુખથી જૈમિનિ ઋષિ અગાડી સપ્તશતીરૂપે કહી બતાવ્યું તે તેમણે પોતાના હૃદય અંદર ધારણ કરી રાખ્યું હતું; એટલે કે સાત અધ્યાય સાથ દેવીમહાત્મ્ય [ વા ચંડીપાઠ ] પ્રકાશ્યું, તે આત્મતારક માની અંતઃકરણમાં આંકત કર્યું હતું; કેમકે આપનું મહાત્મ્ય ન પ્રાપ્ત થઈ શકે તેવું અપ્રાપ્ય–અગમ–અપાર છતાં રહસ્ય સાથ પ્રાપ્ત થવાથી ધન્યાતિધન્ય જન્મ માની તેમાં મગ્ન રહેતા હતા. અથવા તો વ્યાસજીની માયા રચિત સ્રીથી જૈમનિ જેવા વિરક્ત પણ માયામાં મુગ્ધ બની વિકારના પૂજારી થયા હતા. તો બીજા પામર જનોની શી ગુંજાશ છે કે આપની મોહમાયાનું મહાત્મ્ય અનુભવી શકે ! અર્થાત્ આપની માયા અપાર છે જેનો હું શું પાર પામી શકું ! ૧૧

**અણગણ ગુણ ગતિ ગોત, ખેલ ખરો ન્યારો મા;**
**માત જાગતી જ્યોત, જળહળતો પારો મા. ૧૨**

હે માતા ! આપના ગુણ તથા આપની ગતિ અને આપનો ગોત અર્થાત્ ઇંદ્રિયધર્મત્વ એ અગણિત છે, એટલે કે આપની ગુણશક્તિયો, ક્રિયાશક્તિયો અને જ્ઞાન શક્તિયો ન ગણી શકાય તેટલી અસંખ્ય છે. તાત્પર્ય એજ કે જગતની અંદર આ ત્રણથી અન્ય શક્તિ પ્રદર્શન

( જાહેરમાં ) નથી એટલે એ શક્તિયો ને જગત અને તેમાં જાગાત જ્યોતિ એટલે સાક્ષી સ્વરૂપ તથા જળહળતો પારો એટલે સંજ્ઞા તથા સ્ફુર્તિરૂપ આપજ છો એથી આપની લીલા ખરેખર ન્યારીજ છે કે જેને કળી શકતાં ભલભલા ગોથાં ખાય છે. ત્યાં હું શા હિસાબમાં છું ! ( આ પરિચ્છિન્ન સ્વરૂપથી વર્ણન ન કરતાં વ્યાપક સ્વરૂપથી વર્ણન કરવામાં આવ્યું છે. ) ૧૨

**જશ તૃણવત ગુણગાથ, કહું ઉંડળ ગુંડળ મા;**
**ભરવા બુદ્ધિ બે હાથ, ઓઘામાં ઉંડળ મા. ૧૩**

હે માડી ! તણખલા સમાન આપના ગુણયશની ગાથાઓ-કથાઓ પણ કહેવા ધારૂં છું તે પણ આળો ગોળો વાળી કહેવા માંગું છું, કેમકે આપના યશના ઓઘલા [ ગંજ ] માંથી ફક્ત મારી બાથમાં માઈ શકે અથવા તો ઉંડળ જેટલા યશાનુવાદ ગાવા કે ગ્રહણ કરવા માટે ફક્ત બુદ્ધિ રૂપી બે હાથ છે, એટલે એથી વધારે હું અંગિકાર કરવા સમર્થજ નથી. ( આ વિષયમાં જુઓ દેવીગીતાનાં અધ્યાય બીજાનો શ્લોક ૩ જો. )

**પાગ નમાવી શીશ, કહું ઘેલું ગાંડું મા;**
**માત ન ધરશો રીશ, છો ખુલ્લું ખાંડું મા. ૧૪**

માટેજ હે માજી ! હું આપના ચરણકમળમાં શીશ નમાવી જે કંઇ ગાંડા ઘેલા શબ્દો ઉચ્ચરૂં છું તે સંબંધી

આપ ગુસ્સો લાવતાં નહીં; જો કે આપ ખુલ્લા ખાંડાની ધાર જેવાં હોવાથી થતા અપરાધની તુરતજ શિક્ષા આપવા સ્વતંત્ર છો; તથાપી આપ માનો આ બાળકને પૂર્ણ વિશ્વાસ છે કે માહરાં કાલાંવાલાં રૂપ ગાંડા ઘ્હેલા શબ્દો પણ આપને પ્યારાજ લાગશે; કેમકે બાળકના તેવા શબ્દો પર મા કદી રીશ લાવતાંજ નથી; પણ ઉલટાં વાત્સલ્ય પ્રેમ આણી અપરાધનો અપવાદ ન લાવતાં આનંદ વર્ષાવે છે. મતલબમાં એજ કે માવિત્ર હંમેશાં સુમાવિત્રતાજ બતાવ્યા કરે છે. ૧૪ [ અહીંઆં લગી કર્ત્તાએ પોતાની અલ્પ સત્તા નમ્રતા દર્શાવી છે. હવે માજીના પ્રાદુર્ભાવાદિનું કથન કરે છે. ]

**આદ્ય નિરંજન એક, અલખ અકળ રાણી મા;**
**તુજથી અવર અનેક, વિસ્તરતાં જાણી મા. ૧૫**

હે જનની! આ જગત્સૃષ્ટિની શરૂવાતમાં આપ એકજ નિરંજન એટલે કે અવિદ્યાથી અલિપ્ત–દોષરહિત–અજ્ઞાનશૂન્ય, લક્ષ્યધર્મત્વ વિનાનાં–લક્ષમાં અને કળવામાં પણ ન આવો તેવાં કળાઓ રહિત આપ જગદીશ્વરી જ શાશ્વત હતાં. અથવા તો આદિ નિરંજન નારાયણ ભગવાન કે જે અલખ અને અકળ હતા તેમનાં એટલે તે પરમ પુરૂષનાં આપ પ્રકૃતિ મહારાણી હતાં. તે પછી આપની ઈચ્છાથી આપના અંશભુત બીજાં અનેક માયા સ્વરૂપ પ્રકટ થયાં. એટલે કે જગતની કારણભૂત

અવિદ્યાની અધિષ્ઠાત્રી દેવી દુર્ગા-શૈલપુત્રી-બ્રહ્મચારિણી-ચંદ્રઘંટા-કુષ્માંડા-સ્કંદમાતા-કાત્યાયની-કાળરાત્રી—મહાગૌરી-સિદ્ધિદા-ચંડી-ચામુંડા-વારાહી-હરસિદ્ધિ-જયા-વિજયા-ઉમયા-રમા-સાવિત્રી-ઇંદિરા-કાલિકા-અંબિકા-તુલજા-તોતલા-હિંગલાજ-વૈષ્ણવી-માહેશ્વરી-ભદ્રકાળી-સરસ્વતિ-બહુચરી-કામાક્ષી-ધનુષ્ધારી-સ્વાહા-સ્વધા-વષટ્કાર-ભૈરવી-મહિષાસુરમર્દિની અને આશાપુરી ઇત્યાદિ ઈત્યાદિ કાર્યપરત્વે વિવિધરૂપા અને વિવિધ અભિધાન (નામ) વંતાં થઈ અનેક શક્તિઓના વિસ્તારવાળી લીલા દર્શાવી છે. પરંતુ તે સર્વસરૂપોનાં અધિષ્ઠાત્રી આપ મહા માયાજ છો એમ યોગમાયાના જ્ઞાતા યોગીશ્વરો કથન કરે છે.[1] ૧૫

**શક્તી સૃજવા સૃષ્ટિ, સહજ સ્વભાવ સ્વલ્પ મા;**
**કિંચિત કરૂણાદૃષ્ટિ, કૃત કૃત કોટિ કલ્પ મા. ૧૬**

હે મા! આપ વિશ્વજનનીએ સૃષ્ટિ રચવાની સહજ સ્વભાવે અલ્પ વિચારણા કરી જેથી જરા જેટલી દયા દૃષ્ટિની કરૂણાશક્તિવડે કોટી કલ્પની રચના રચાઇ. કદાચિત્ બ્રહ્મા જેવા આપ શક્તિની પ્રભા વિના સૃષ્ટિ રચવા ઉદ્યમ

---

૧ શક્તિવાદ અંદર શિવશક્તિનું અનન્યત્વ છે; પણ શિવજીની ગૌણતા અને માજીની મુખ્યતા હોવાને લીધે આ કથન છે. અવર અનેક શક્તિયો કહી છે તે તો પ્રાણ ઇન્દ્રિયો ઈત્યાદિની શક્તિયો છે કેમકે આ ઉત્પત્તિ પ્રકરણ છે અને ઉત્પત્તિતમ તેવોજ હોય છે.

આદરત તોપણ કશું બની શક્ત જ નહીં; કેમકે એ તો આપની પ્રભાવશક્તિમાંજ સત્તા સમાયલી છે. ૧૬

**માતંગી મનમુકત, રમવા કીધું મન મા;**
**જોવા યુકત અયુકત, રચિયાં ચૌદભવન મા. ૧૭**

હે માતંગી મૈયા ! આપ માતની વિચારસૃષ્ટિની લીલાદ્વારા પ્રકટ થએલી ઈચ્છા શક્તિયે મુક્ત મનવડે વિશ્વ પ્રપંચ રમત રમવાનું મન થયું અને તે મારફત યુક્ત (વ્યાજબી) શું અને અયુક્ત (ગેરવ્યાજબી) શું અર્થાત્ ધર્મ શું? અને અધમ શું? આદરવા યોગ્ય શું? અને ત્યજવા યોગ્ય શું? એટલે કે વિધિ નિષેધ શું? તેનો જગતને પરિચય આપવા નિમિત્ત ચૌદભવન એટલે કે સાત સ્વર્ગ અને સાત પાતાળ અથવા તો ભૂ ૧, ભુવ: ૨, સ્વ: ૩, મહ ૪, જન ૫, તપ ૬, સત્ય ૭, અતળ ૮,, વિતળ ૯, સુતળ ૧૦, રસાતળ ૧૧, તળાતળ ૧૨, મહાતળ ૧૩ અને પાતાળ ૧૪ આ ચૌદલોક નિર્મ્યા ૧૭

**નીર ગગન ભૂ તેજ, હેજ કરી નિર્મ્યાં મા;**
**મારૂત વશ જે છેજ, ભાંડ કરી ભર્મ્યાં મા. ૧૮**

હે માજી ! તેમાં આપે સર્વથી પ્રથમ સકળ વસ્તુને ગતિ આપનાર કિંવા મર્યાદામાં રાખનાર પંચતત્વ (ભૂત) એટલે કે પૃથ્વ, પાણી, આકાશ, તેજ અને વાયુ એઓનું સ્વાભાવિક સ્નેહસહ નિર્માણ કર્યું અને 'વસ જે છે જ'

એટલે કે વસ્તુ સ્વરૂપે જે જે છે તે ભાંડ (બ્રહ્માંડ) કરી ભ્રમણુ કરતાં કર્યાં. કેમકે એઓની સત્તા વિના કોઇ યંત્ર–મંત્ર–તંત્ર–પ્રાણી–પદાર્થ વગેરેનું અસ્તિત્વ–સંચાલન–કાર્યક્રમ નીભીજ શકતાં નથી. (વસ જે છે. એ પાઠ ભગવતિ કાવ્યમાં પણુ છે.) ૧૮

**તતક્ષણુ તનથી દેહ, ત્રણ્ય કરી પેદા મા;**
**ભવ કૃત કર્ત્તા જેહ, સ્રજે પાળે છેદા મા. ૧૯**

હે મૈયા! પંચતત્ત્વાદિ નિર્મ્યાં પછી આપ શ્રીમતિયે પોતાના દેહ આકૃત ત્રણ્ય શરીરની ત્રિપુટિ માયારૂપ સ્રજનાર, પાળનાર અને નિયમ ભંગ કરનારનો નાશ કરનાર એમ સ્થિતિ, પાલન અને લયકારક સંસારલીલા રચી એટલે કે બ્રહ્મા, વિષ્ણુ અને શિવના અંશાવતાર કરી જગતના નિયમોને જીવન આપ્યું. ૧૯

**પ્રથમ કર્યા ઉચ્ચાર, વેદ ચાર વાયક મા;**
**ધર્મ સમસ્ત પ્રકાર, ભૂ ભણુવા લાયક મા. ૨૦**

હે મા! તેમાં આપે સર્વથી પ્રથમ બ્રહ્માને વાણી શક્તિદ્વારા ચાર વેદના ઉચ્ચાર કરવાની પ્રેરણા કરી એટલે કે ઋગ્વેદ ૧, યજુર્વેદ ૨, સામવેદ ૩, અને અથર્વણ વેદ ૪ એમ આપ ઈશ્વરી પ્રણીત વેદ વચનના વ્યવહારમાં મૂકયા અને તે દ્વારા સમસ્ત ધર્મ–ફરજના ભેદ વિભાગ એટલે કે વિદ્યાઓ (૧૪ વિદ્યાઓ અર્થાત્ બ્રહ્મજ્ઞાન ૧, રસાયન

૨, વૈદક ૩, જ્યોતિષ ૪, વ્યાકરણુ ૫, ધનુર્વિદ્યા ૬, કોક ૭, જલતરણુ ૮, નાડીજ્ઞાન ૯, વાહનફેરણુ ૧૦, નટનૃત્ય ૧૧, જૂપ ૧૨, તસ્કરાઈ ૧૩ અને સ્વરજ્ઞાન ૧૪ આ વિદ્યાઓ ) તથા કળાઓ એટલે કે પુરૂષની ૭૨ અને સ્રીની ૬૪ કળાઓ છે તે તથા સારાસાર, કૃત્યાકૃત્ય, ગમ્યાગમ્ય, યોગ્યાયોગ્ય, ભક્ષ્યાભક્ષ્ય,–પેયાપેય વગેરે સર્વ જણાવી માનવોને વિધિ નિષેધાદિ લાયક ધર્મ કર્મમર્મ સિદ્ધાંતો ભણાવાનો ક્રમ દર્શાવ્યો. ૨૦

**પ્રકટિ પંચ મહાભૂત, અવર સર્વ જેકો મા;**
**શક્તિ સર્વ સંયુક્ત, શક્તિ વિના નહિ કો મા.૨૧**

હે માડી ! જે પાંચ મહાભૂત–તત્ત્વો પ્રકટ કર્યા હતાં તેની મારફત પચીશ તત્ત્વો તન્માત્રાદિ સાથ એટલે કે– પાંચ તત્ત્વો, પાંચ કર્મેંદ્રિયો ને પાંચ જ્ઞાનેંદ્રિયો મળી ૧૦ ઇંદ્રિયો. એ પંદર અને મન ૧૬, અહંકાર ૧૭ રૂપ ૧૮ રસ ૧૯, ગંધ ૨૦, શબ્દ ૨૧, સ્પર્શ ૨૨, મહત્ત્વ ૨૩ માયા ૨૪ અને ઈશ્વર ૨૫ એ ૨૫ તત્ત્વો વગેરે જે કંઇ સત્તા સંચાલક વસ્તુ જોઇયે તે ઈચ્છાશક્તિ સંયોગવડે પ્રકટીભૂત થઇ–અર્થાત્ જેમાં જેની જરૂર જણાઈ તેમાં તે તેનો સંચાર કરી દિવ્ય રચના રચી સર્વમાં આપની શક્તિ દર્શાવી કે શક્તિ વિના વિશ્વમાં સર્વ શાક્ત વિહીન છે; પરંતુ શક્તિના સંયોગથી નિજ નિજ કાર્યમાં લયલીન છે.૨૧

**મૂળ મહીમંડાણુ, મહા માહેસ્વરી મા;**
**જગ સચરાચર જાણુ, જય વિશ્વેસ્વરી મા. ૨૨**

હે માજી! એથી સર્વ પ્રમાણુમય સાબેતજ છે કે આ વિશ્વરચનાનું મંડાણુ આપશક્તિ પ્રતાપથીજ થયેલ છે, એથી આપ મહા માહેશ્વરી બિરૂદવંત છો તેમજ ચર એટલે હાલતા ચાલતા પ્રાણિયો અને અચર એટલે સ્થિર રહેનારા જડ પદાર્થો (પૃથ્વિ પાણી તેજાદિ વસ્તુઓ) એ ચરાચર અંદર આપ વ્યાપક રહી સર્વને જોઇતી સત્તા સમર્પો છો એથી આપ આ વિશ્વસામ્રાજ્યલીલાનાં અધિશ્વરી છો એમાં પણુ જરા શંકા નથી; માટે આપના અનહદ અકથનીય આભારમાં એટલુંજ કહેવા સમર્થ છું કે, આપ માજીનો જય હો! ૨૨

**જલ મધ્યે જલશાઈ, પોઢયા જગજીવન મા;**
**બેઠાં અંતરિખ આઈ, ખોળે રાખી તન મા. ૨૩**

હે માતુશ્રી! જ્યારે પ્રલયકાળ સમય જગજીવન–વિશ્વના પ્રાણાધાર જળશાયી શેષશય્યા પર ક્ષીરસાગર અંદર નારાયણુ અર્થાત્ ભગવાન જે સમય જળ–મૂળ પ્રકૃતિ કિંવા અવ્યક્તમાં પોઢ્યા હતા એટલે કે દ્વૈતવર્જિત થયા હતા તે સમય આપ માજી તેમના પણુ આધાર રૂપે પોતે અંતારક્ષ–નિરાધાર બેઠાં હતાં–અવસ્થિત હતાં. આમાં ભટ્ટજીએ પરમ પુરૂષની ગૌણુતા અને માજીની પ્રા-

ધાન્યતા દર્શાવી શક્તિમહાત્મ્ય વર્ણનનો ઉદ્દેશ જણાવ્યો છે કે, પ્રલય સમય પણ જગજીવનને આપ આધારભૂત તારકશક્તિ સ્વરૂપે હતાં—નહીં કે આપ કોઇનો આધાર સેવતાં હતાં. ૨૩

**વ્યોમ વિમાનનિ વાટ, ઠાઠ ઠઠયો આછો મા;**
**ઘટ ઘટ સરખો ઘાટ, કાચ બન્યો કાચો મા. ૨૪**

હે મૈયા ! વિમાનની વાટ—અધિષ્ઠાન આધાર એવા વ્યોમ—અનંતાકાશ અંદર ( વિમાન માર્ગમાં ) સુંદર રચના રૂપ અનેક બ્રહ્માંડોનો ઠાઠ જમાવ્યો છે; છતાં પ્રત્યેકમાં સમાન ઘાટ—માત્ર નામ રૂપ છે, જેથી તે સર્વ કાચા કાચ સરખાં ક્ષણભંગુર અને અતાત્વિક—તત્વરહિત છે; તથાપિ આપની તેજશક્તિથી સુંદર ઠાઠવંત ભાસે છે. ( વ્યોમ કહેવાનું તાત્પર્ય એ છે કે દેવનાં વિમાનો છે તે તો અપરિમિત ગમન કરે છે, પણ તેવી ગતિના આધારભૂત વિશાળ હોવાથી એ શબ્દ પ્રયોગ કર્યો છે. ) ૨૪

**અજ રજ ગુણ અવતાર, આકારે આણી મા;**
**નિર્મિત હિત નર નાર, નખ શિખ નારાયણિ મા. ૨૫**

હે મા ! અજન્મા ( શક્તિયો ) પરમાણુના ગુણ, ધર્મ કિંવા સમૂહ સ્વરૂપે અવતાર—પ્રવાહપતિત આકારે બાહ્ય સ્વરૂપે જાણી દશ્ય કરી છે અને તે સ્વરૂપોતર પરસ્પરના સુખ ભોગ સારૂ નર નારી નિર્માણ કરેલાં છે તેમ

પણ નખથી તે શિખા પર્યંત દ્રષ્ટા, શ્રોતા અને ભોક્તા શરીર તરીકે આપ નારાયણી અવ્યક્ત પરા પોતેજ છો એ વિષે શ્રુતિ વાક્ય છે કે:— " ततश्रष्टवा तदेवानु प्राविशत "
અને આના અનુવાદ રૂપ આ છંદ છે ૨૫

**પન્નગ ને પશુ પંખિ, પૃથક પૃથક પ્રાણી મા;**
**જુગ જુગમાંહે જંખિ, રૂપે રૂદ્રાણી મા. ૨૬**

હે માજી ! ઉપર મુજબ આપ દ્દશ્ય અને દ્રષ્ટા તરીકે રચના રચ્યા પછી તેઓના સંબંધી અથવા તો તે સર્વ ત્રિપુટી રૂપ વૃત્તિયોમાં પ્રત્યેક યુગ સમય નાગ પશુ અને પક્ષી વગેરે જુદાં જુદાં પ્રાણિયો અંદર હું અહંકાર રૂપ જાણનાર જીવભાવે આપ રૂદ્રાણી સ્વરૂપે પ્રકાશ્યાં. ભટ્ટજીએ પચીશમા છંદવડે નારાયણી અને આ છંદવડે રૂદ્રાણી શબ્દનો પ્રયોગ કરી વેદાન્ત પ્રક્રિયાનું માજી કૃપાએ પૂર્ણ જ્ઞાન દર્શાવ્યું છે. આની સાક્ષી રૂપ દેવીગીતાના અધ્યા ૩ ના ૭ મા શ્લોકમાં વાક્ય છે કે:—" स्व शक्तेश्च मायोगादहं बीजात्मतांगता– " ૨૬

**ચખ ચંચલ ચૈતન્ય, વચ ચાહન ટીકી મા;**
**જણાવવા જન મન્ય, મધ્ય માત કીકી મા. ૨૭**

હે માડી ! જેવી રીતે આંખની ચંચળતા અંદર ખુલ્લી દેખાતી કાળી કીકી જો ન હોય તો જડ આંખ જડની પેઠે કશું કાર્ય કરી શકેજ નહીં; પરંતુ તેની અંદર

ચૈતન્યતા રૂપ કીકી હોવાને લીધે ચપળતાવંત છે; તેથી જગતના સારા નરસા પદાર્થો જોઇ શકે છે. નહીં તો કીકી મોતિયા વગેરે રોગની પ્રબળતાવડે ઢંકાઇ ગઇ હોય તો તે આંખ જડ જેવી થઇ રહે છે. તેવીજ રીતે માનવહૃદય અંદર ચૈતન્યરૂપ હે માજી! આપ બિરાજિત હો તોજ તે માનવહૃદય જોઈ શકે છે એટલે કે જેમ આંખમાં કીકી હોવાથી તેની સુદ્દશ્યશક્તિ સર્વ સકામી થઇ રહે છે કિંવા કામ કરવાની શક્તિ ધરાવે છે, તથા તે કીકી ચંચળ છે તે પણ આપની વિદ્યમાનતાને લીધેજ અસ્તિત્વમાં છે અને તેના પ્રતાપેજ વિચારશક્તિ સરસ નરસ પારખી શકે છે, આશય એજ કે આ પંચભૂત શરીર અંદર જ્ઞાનશક્તિ સ્વરૂપથી આપ માતાનો નિવાસ છે અને જેને જીવાત્મા પરમાત્મા અથવા તેનાવડે આ શરીરને સજીવ માનિયે છિયે તે આપ માજી અંદર વાસ કરવાથીજ જણાય છે. દરેક વસ્તુ અથવા જે કંઇ દષ્ય કિંવા અદૃષ્ય વસ્તુ જ્ઞાનવડે જાણીબૂઝી શકાય છે તે સર્વમાં આપ ઈશ્વરીજ છો. અર્થાત્ આંખ મધ્યે કીકી સ્પષ્ટ ન હોય તો જડ આંખ કંઇ જોઇ ન શકે તેજ મુજબ જો આપ માનવ હૃદય અંદર આત્મારૂપે ન વસ્યાં હો તો મન વિચાર શક્તિ કંઇ પણ જાણી શકેજ નહીં. અથવા બીજો અર્થ એવો પણ છે કે, જ્ઞેય અંતરાત્મા અને જીવની રચનાઓ દર્શાવી જ્ઞેયનું જ્ઞાન ઇંદ્રિયોદ્વારા કેવી રીતે બને છે તેની પ્રક્રિયા

કરતાં ભટ્ટજી કથે છે કે તેમાં પણ આપજ આધષ્ઠાત્રી છો, એટલે કે આંખની ક્રિયાશક્તિ, આંખ વચમાંની કીકી-કાળા ભાગની ગ્રાહન-પ્રકાશશક્તિ અને તે કીકી મધ્યની કીકીની માણસના મનને જણાવવાની-જ્ઞાનકરણશક્તિ એ આપ માજીજ છો અર્થાત્ દૃક્શક્તિની ક્રિયા તેથી ઉત્પન્ન થતી વૃત્તિની પ્રકાશતા અને તે વડે આત્મામાં થતું આભાસજ્ઞાન એ ત્રણ્યે જેમાં સમાયલ છે અને સર્વ ઇંદ્રિયો એવી પ્રક્રિયાથી જ્ઞાનનાં કરણ છે. ૨૭

કણચર તૃણચર વાયુ,-ચર વારીચરતા મા;
ઉદર ઉદર ભરિ આયુ, તું ભવની ભરતા મા. ૨૮

હે માતા! અન્ન ખાઇને જીવન ગુજારનાર, ઘાસ-ચારો ખાઇ જીવનાર તથા વાયુભક્ષી જીવન વ્યતીત કરનાર અને જળમાં વસી જીવન ગુજારનારાં જળચર, થળચર અને ખગચર વગેરે માનવ પશુ પંખી તથા જીવજંતુઓ પોતાનું પેટપોષણ કરી આયુ નિભાવે છે તેનાં પણ આપ ભરણ-પોષણકર્ત્તા માજીજ છો-એટલે કે આપજ જીવમાત્રની જીવનશક્તિ છો. ૨૮

રજો તમો ને સત્ત્વ, ત્રિગુણાત્મક ત્રાતા મા;
ત્રિભુવનતારણતત્ત્વ, જગત્તણી જાતા મા. ૨૯

હે માડી! આપ શ્રીમતિ રજોગુણ, તમોગુણ અને સત્વ

ગુણમય ત્રિગુણાત્મક હોઇ જગતજીવોનાં દુ:ખ ભય ટાળનારાં-હ્હાર કરનારાં છો એટલુંજ નહીં પણ સ્વર્ગ, મૃત્યુ તથા પાતાળ એ ત્રણ્યેલોકને તારનાર તત્ત્વરૂપ છો અને વિશ્વનાં જનની-મા છો. ૨૯

**જ્યાં જ્યમ ત્યાં ત્યમ રૂપ, તેંજ ધર્યું સઘળે મા;**
**કોટિ કરે જપ ધૂપ, કોઇ તુજને ન કળે મા. ૩૦**

હે માજી ! જે જે જગોએ જે જે સમય પર જેવું જેવું રૂપ જોઇયે તે તે સ્થળે ને વખતે તેવું તેવું સ્વરૂપ અને નામ આપે ધારણ કરી ગૌ બ્રાહ્મણ સંત સાધુ સેવક તથા પૃથ્વ્યાદિનાં સંકટ હરી સંરક્ષણ કરેલ છે; છતાં પણ જો કોઈ સ્મરણ જપ ધૂપ વગેરેથી આપને કળવા માંગે કે હાજર સ્વરૂપે નિહાળવા માંગે તો પણ અકળ માયાના લીધે કોઇથી આપની કળા કળીશકવા શક્તિમાન થવાતુંજ નથી; કેમકે આપની માયામાં અનેક ગુપ્ત શક્તિયો રમી રહેલી છે એટલે તેનો પાર કોણ પામી શકે?

(શરૂવાતથી તે આ ૩૦ છંદ લગી એકંદર કવિન-અતા અને ઉત્પત્તિપ્રકરણ સંબંધી વ્યાખ્યા કરી, હવે ભટ્ટજી ૩૧ મા છંદથી માંડી ૭૭ મા છંદ સુધી માજીના મહાત્મ્યનું વર્ણન કરી સાધનવડે માજીના સગુણ સ્વરૂપના મહાન્ ઉપાસક-પરમભક્તો સાયુજ્ય ભક્તિ સંપાદન કરે તે દર્શાવે છે.)

**મેરૂશિખર મહિમાંહ્ય, ધોળાગઢ પાસેં મા;**
**બાળી બહુચર આય, આદ્ય વસો વાસેં મા. ૩૧**

હે માડી! આપ આદિથી (જગની શરૂવાતથી) આ જંબૂદ્રીપ અંદર મેરૂપર્વતના ધોળાગઢ (ધોળાગિરિ-કૈલાસ શિખર) સમીપ આપ બહુચરબાળી મૈયા નિવાસ કરોછો એમ શાસ્ત્ર પુરાણથી વિદિત (જાણ) થાય છે. છતાં પણ-૩૧

**ન લહે બ્રહ્મા ભેદ, ગુહ્ય ગતિ તાહરી મા;**
**વાણિ વખાણે વેદ, શીજ મતિ માહરી મા. ૩૨**

હે માજી! બ્રહ્માજી પણ આપની ગુપ્ત ગતિ અને આપના સ્વરૂપ વિભાગ વગેરેના ભેદ જાણી શકતા ન હતા. તેમજ ચાર વેદો તથા વેદોની વાણી અથવા સરસ્વતીજી અને વેદો પણ આપના ગુહ્યગુણાનુવાદ, તેમજ વિશ્વના ચરાચર પદાર્થનો મૂળ ધર્મ અને જ્ઞાન-ક્રિયા-ચાહેલું સિદ્ધ કરવાની કૃતિ અંદર બ્રહ્માજી, વેદો અને સરસ્વતીજી પણ પાર ન પામવાથી ફક્ત આપનાં વખાણ કરી તેઓ આનંદ પામેલ છે, તો મ્હારી મતિ તો તેમની અગાડી શા હિસાબમાં છે કે હું યત્કિંચિત્ ગુપ્ત ગતિનો ભેદ લહી શકું?! ૩૨

**વિષ્ણુ વિમાસી મન્ય, ધન્ય જ ઉચ્ચરિયા મા;**
**અવર ન તુમથી અન્ય, બાળી બહુચરિયા મા. ૩૩**

હે માજી! શ્રી નારાયણ ભગવાને પણ આપની શક્તિ

નિહાળી વિચાર પૂર્વક ફરમાવ્યું કે-તમારી શક્તિને ધન્ય છે અને જે કંઇ જગતમાં અનેક શક્તિયો વિલસી રહી છે તે સર્વ તમારાથી ભિન્ન નથી; પણ તમારી શક્તિનીજ તે સર્વ લીલા છે અને बहुचरातिति बहुचरः-ઘણા દુષ્ટો-રાક્ષસોને ભક્ષણ કરી નિષ્કંટક ભૂમિ કરી જેથી બાળા ત્રિપુરા રૂપ બહુચરી પ્રસિદ્ધ રહ્યાં છો એ અતિ આનંદનો વિષયછે.૩૩

**માને મન માહેશ, માત મયા કીધે મા;**
**જાણે સુરપતિ શેષ, સહુ ત્હારે લીધે મા. ૩૪**

હે જનની! શ્રી મહાદેવજી પણ આપ માજીની લીલાને માન આપતા હતા; કેમકે તેઓ પણ આપ માની કૃપા શક્તિથીજ સંહારક શક્તિ ધરાવતા હતા. તેમજ ઇંદ્ર પણ સ્વર્ગ સામ્રાજ્યનું આધિપત્યપણું અને શેષનાગ પોતાની ફણા પર પૃથ્વિને ધારણ કરવાપણું અગાધ શક્તિ-બળવડે નિભાવે છે તે આપની લીલાશક્તિનેજ આભારી છે. તાત્પર્ય એજ કે આપની ઇચ્છા-કૃપા-કરૂણા-દિવ્ય પ્રતાપશક્તિના પૂજારી થવાથીજ બ્રહ્મા સૃષ્ટિ રચી શક્યા, નારાયણ ભગવાન જગપાલન કરવામાં નિમગ્ન રહ્યા, શિવજી જગસંહારમાં પ્રવૃત્તિવંત બન્યા, વેદો આપ માજીની વાણીનાંજ સૂત્રોથી સ્તુતિ કરવા લાગ્યા, સરસ્વતીજી વાણીવિલાસ અને ઇંદ્ર અધિકારશક્તિને શોભાવા લાગ્યા એ સર્વ આપ પ્રતાપનીજ માયા છે. ૩૪

**સહસ ફણાધર શેષ, શક્તિ સબળ સાધી મા;**
**નામ ધર્યું નાગેશ, કીર્તિજ તો વાધી મા. ૩૫**

હે માજી! શેષનાગ કે જે હજાર ફણાટોપવંત છે તેણે પણ જ્યારે આપ શક્તિની સબળ ભક્તિ સાધ્ય કરી ત્યારેજ નાગેશની પદ્વી મેળવી શ્રી નારાયણ ભગવાનની શય્યાના ભાગી થયા એથીજ જગમાં સુકીર્તિ વિસ્તરી–મતલબ કે સાગરજળની મધ્ય ભગવાનની અચળ શય્યારૂપ બની અગાધ શક્તિનો આપ પ્રતાપથી પરિચય કરાવી નાગપતિ પદને શોભાવ્યું. ૩૫

**મચ્છ કચ્છ વારાહ, નૃસિંહ વામન થઇ મા;**
**અવતારો તારાહ, તે તુજ મહાત્મ્ય મઈ મા. ૩૬**

હે માડી! વિષ્ણુ ભગવાનના અંશાવતાર રૂપ મચ્છાવતાર, વારાહાવતાર, નૃસિંહાવતાર તથા વામનાવતાર ધરી ચકિતકારક શક્તિ પ્રકાશી પૃથ્વી અને ભક્તોની વ્હાર કરી તે પણ આપ માજીના મહાત્મ્યમયીજ લીલા હતી; કારણ કે પરમ પુરૂષનું પ્રકૃતિ સાથે સમ્મેલન પણું ન હોય તો એકાંગથી શી રીતે લીલા કરવાની શક્તિ ધરાવી શકે; માટેજ કહું છું કે તે સર્વ આપનોજ પ્રભાવ હતો. અને એ આપના માયા બળથી અવતારો થયેલા હોવાથી આપનાજ અંશાવતાર હતા એમ કહું તો પણ વાસ્તવિક છે. ૩૬

**પરશુરામ શ્રીરામ, રામ બળી બળ જેહ્ મા;**
**બુદ્ધ કલંકી નામ, દશવિધ ધારી દેહ્ મા. ૩૭**

હે અંબે ! પરશુરામાવતાર, રામાવતાર, એ બેઉ રામ કે જે મહાન્ બળ બતાવી એકવીશ વખત એકે નિક્ષત્રી પૃથ્વી કરી અને બીજાએ અપરિમિત બળધારી દશ મુખવંત રાવણનો નાશ કર્યો. તથા બુદ્ધાવતાર અને કલ્કી અવતાર એ દશ પ્રકારના અંશાવતાર રૂપ સ્વરૂપ ધર્યાં તે પણ આપ શક્તિની સહાયતાથીજ ધરેલાં છે અર્થાત શક્તિ સ્ફુરાયમાન થવાથીજ એ લીલા કરી છે. ૩૭

**મધ મથુરાથી બાળ, ગોકુળ તો પ્હોંત્યું મા;**
**તેં નાખિ મોહજાળ, બીજું કો ન્હોતું મા. ૩૮**

હે મા ! જ્યારે કંશની આસુરી સંપત્તિથી ત્રાસ પામતાં દેવકીજીએ પોતાના પતિદેવ વસુદેવજીને પોતાના સુચિન્હધર દિવ્યદેવાંશી બાળકને બચાવી લેવા (પ્રભુલીલાથી અજાણ હોવાને લીધે ગોકુળ અંદર નંદ યશોદાજીને ત્યાં અર્ધ રાત્રીએ યમુનાજીના પૂર સમય પહોચાડવા માટે) વિનતી કરી, જેથી તેઓ બાળકને લઇ ગયા; પણ તે વખતે વસુદેવજીએ આપને સમર્યાં હતાં જેના પ્રભાવે જ્યાં લગી મથુરાથી ગોકુળ શ્રી કૃષ્ણચંદ્ર કુમારને પહોંચાડી વસુદેવજી પાછા સ્થાનપર આવે ત્યાં લગી ચોકીદારોને ઘોર નિદ્રા આવી જતાં તેઓ કશું જાણવાજ ન પામે તેમ

મોહજાળ હે મૈયા! આપેજ બિછાવી હતી. નહી કે કોઈ બીજાની શક્તિથી તેમ બનવા પામ્યું હતું! મોહજાળ એ આપ મહામાયાનાજ સ્વાધીન છે જેથી ઇચ્છા મુજબ માયા રચી શકો છો અને એનો પરચો આપી આપે દેવકીજીનાં કોડ પૂરાં કરી કંશનો વિધ્વંશ કર્યો હતો ૩૯

**કૃષ્ણ કૃષ્ણ અવતાર, કળી કારણ કીધું મા;**
**ભકિત મુકિત દાતાર, થઇ દર્શન દીધું મા. ૩૯**

હે કૃષ્ણ દુર્ગા! આપે શ્યામ કૃષ્ણાવતાર કળિયુગ કંમલહારક નિમિત્ત પ્રકટ કર્યો અને ભક્તિ તથા મુક્તિના દેનારા થઇ દર્શન દીધું એટલે કે રામાવતારની નરલીલા સમય ભક્તજનને આપેલાં વચનો પાલન કરવા માટે કૃષ્ણાવતાર ધારણ કરી સેવા અને સકળ દુઃખની મુક્તિ સમર્પી સેવકોને દર્શન દ્વારા ઉદ્ધર્યા એ સર્વ આપ માડીનીજ સમૃદ્ધિ હતી. ૩૯

**વ્યંડળ ને વળિ નાર, પુરૂષપણે રાખ્યાં મા;**
**એ અચરિજ સંસાર, શ્રુતિ સ્મૃતિયે ભાખ્યાં મા. ૪૦**

હે માજી! આપે નપુષક [ હીજડા ] ને અને સ્ત્રીને પુરૂષત્વ આપ્યું એ નવાઈ રૂપ સાધારણ પણે મનાય છે પણ શ્રુતિ સ્મૃતિ તો આખા સંસારને આશ્ચર્ય કહે છે—
" आश्चर्यवत्पश्यति कश्चिदेनं "–શ્રુતિઃ અથવા તો એ પણ અર્થ

સૂચવે છે કે:—પરમ પૂજ્ય ભિષ્મપિતામહના પ્રાણ લેનાર શિખંડીને નપુષકપણું ટાળી પુરૂષત્વપણું આપ્યું હતું, તેમજ અર્જુનને ઇંદ્રે પોતાનું રાક્ષસોથી રક્ષણ કરવા સહાયક રૂપે બોલાવ્યા હતા તે સમય અર્જુન પર અપ્સરાનું મોહિત થતાં રતિદાન માગવાથી અર્જુને ના પાડી જેથી નપુષક થઇ જવાનો તેણીએ શાપ આપ્યો હતો તે શાપ પણ આપે દૂર કરી [ અર્જુનને ] પુરૂષત્વતા બક્ષી હતી. તથા કૃષ્ણકુંવરીને પુરૂષપણું આપ્યું હતું ( આ બાબત પરાક્રમ ઉત્પત્તિના ગરબાથી સમજાય છે. ) ૪૦

જાણી વ્યંડળકાય, જગમાં અણુજુક્તી મા;
મા મોટે મહિમાય, ઈંદ્ર કથે ચુક્તી મા. ૪૧

હે માડી! હીજડાનું શરીર આપ માજીએ જગમાં અયોગ્ય માન્યું; પણ જીવનું મહાત્મ્ય છે જેની ઉક્તિ ઈંદ્ર પણ કથન કરે છે એટલે કે अघटित घटना पटीयसि माया માયાની અઘટિત ઘટનાઓ છે અને તેથી અર્જુને જ્યારે પોતાને વ્યંડળ થવાનો શાપ મળવાથી પોતાનું શરીર જગત અંદર અયુક્ત – નકામું જાણી પશ્ચાતાપ આદર્યો પરંતુ ઇંદ્ર મહારાજાએ યુક્તિ પ્રકાશી કે, બાર વર્ષ તમે વનમાં રહ્યા છતાં હજુ એક વર્ષ છાના રહેવાનું છે જેથી પાંચે ભાઇ અને દ્રૌપદી વગેરેના વેષ નામ બદલી છુપી રીતે વર્ષ ગાળવું પડશે. તે સમયમાં તમો નપુષકરૂપે રહેવાથી

સુખે તેટલો વખત વીતાવી શકશો. વર્ષ પછી તમો મહા માયાના પ્રતાપથી પુરૂષત્વપણું પામશો; છતાં હું અપ્સરાને બોલાવી શાપમોચન કરાવું છું. એમ કહી અપ્સરા પાસેથી વર્ષ પછી શાપથી મુક્ત થવાની આશીષ મેળવરાવી આપી. એથી કહેવું યથાર્થ છે કે આપ માજીનો મોટો મહિમા છે. ૪૧

મહિરામણુ મથિ મેર, કીધ રવૈયો સ્થિર મા;
કઢયાં રત્ન ઇક તેર, વાસુકિના નેતર મા. ૪૨
સુરસંકટહરનાર, સેવકના સન્મુખ મા;
અવિગાત અગમ અપાર, આનંદોદધિ સુખ મા. ૪૩

હે જનની! જ્યારે ક્ષીરસમુદ્રનું મંથન કરી સુરનાં સંકટ હર્યાં એટલે કે મેરૂનો રવૈયો અને વાસુકી નાગનાં નેતરાં કરી સમુદ્રનું મથન કર્યું ત્યારે નાગની પુંછડી ભણી દેવો અને મુખભણી દૈત્યોને રહેવાની બુદ્ધિ પ્રેરી મંથનના અંતે ઐરાવત હાથી, ઉચ્ચૈશ્રવા ઘોડો, શંખ, કૌસ્તુભમણિ, અપ્સરા, ચંદ્રમા, અમૃત, ધન્વન્તરિ, કામધેનુ, કલ્પદ્રુમ, મદિરા, હાલાહલ-કાળકૂટ, લક્ષ્મી અને ધનુષ એ ચૌદ રત્નો દૈવિ અને આસુરી સંપત્તિ સંયોગથી પ્રાપ્ત કર્યાં તે સર્વ પ્રતાપ આપનોજ હતો; કેમકે આપની શક્તિ પ્રભાવે તેમ થયું હતું. તેમજ સમુદ્રમાંથી નિકળેલું અમૃત છળથી અસુરો લઈ જતા હતા અને રાહુ છળી જતો હતો તે જાણી આપ મોહિની સુંદરી સ્વરૂપની માયાવડે અસુરોને

માયાજાળમાં ફસાવી અમૃત લઈ લેઈ દેવોનું સંકટ ટાળ્યું એથી હે સુરસંકટહરનારાં માજી! આપ તે વખતે સેવક દેવોના સન્મુખ અને અસુરોના વિમુખ રહી ભાવના ભક્તિ મુજબ કાર્ય કર્યું એથી ગમ ન પડી શકે તેવું અગમજ્ઞાન છતાં અપાર છે એમ કહ્યા વિના ચાલે તેમજ નથી. અને આપ માને ભજનારા માનવને તો આનંદસાગર સુખમાંજ રસબસ રાખનારાં છો એ પણ નિર્વિવાદ છે. ૪૨-૪૩

**સનકાદિક મુનિ સાથ, સેવી ત્રિવિધ વિધે મા;**
**આરાધી નવનાથ, ચોરાશી સિદ્ધે મા. ૪૪**

હે માડી! બ્રહ્માજીના ચાર પુત્રો એટલે કે સનક, સનંદન, સનત્કુમાર અને સનાતન એઓ મુનિ વગેરેએ વિવિધ વિધિ સહિત આપની ઉપાસના કરી છે, તેમજ ગોરખનાથ, જલંદરનાથ અને મછંદરનાથ આદિ નવનાથ અને ચોરાશી સિદ્ધોએ પણ આપની અનન્ય ભક્તિપૂર્વક આરાધના કરી તેઓએ વચનસિદ્ધિ આદિ અનેક અચિંત્ય શક્તિયો પ્રાપ્ત કરી. જેથી ખુલ્લું જ છે કે અશક્તિના નાશનો તાત્કાલિક ઉપાય આપ શક્તિજ છો. ૪૪

**આવિ અયોધ્યાઈશ, નામી શીશ વળ્યા મા;**
**દશ મસ્તક ભુજવીશ, છેદી સીત મળ્યા મા. ૪૫**

હે માતેશ્વરી! અયોધ્યાપતિ શ્રી રામચંદ્રજી પણ જ્યારે

રાવણનો નાશ કરવા વિચાર્યા ત્યારે આપ ચરણસમીપ આવી નમન કરી આપની સહાયતા સાથ રાવણના નાશ નિમિત્ત પરવર્યા અને એ વિજયશક્તિ પ્રભાવથી તે દશ મસ્તક અને વીશ ભુજાવાળા મહાબળી અજિત રાવણનો સંહાર કરી જીત મેળવી સીતાજીને મળ્યા એ સર્વ આપની મદદનોજ પ્રભાવ હતો એમં અદ્‌ભુત રામાયણ સાક્ષી આપે છે. ( લક્ષ્મણજી જેવા અજિત જિતેન્દ્રિયને પણ મરણની મુલાકાત લેવરાવવા શક્તિશસ્ત્રનોજ અંતે ઉપયોગ કર્યો હતો. અહિરાવણ મહિરાવણનો સંહાર કરવા પણ શકિત સ્વરૂપ ધર્યું હતું એમ રામાયણ કથી રહેલ છે ) ૪૫

**નૃપ ભીમકનિ કુમારિ, તુમ પૂજ્યે પામી મા;**
**રૂક્ષ્મણિરમણમુરારિ, મનમાન્યો સ્વામી મા. ૪૬**

હે માજી ! ભીમકરાજાની કુંવરી રૂક્ષ્મણિજીએ પણ આપ જગદંબેની પૂજનવડે કૃપા મેળવી રૂક્ષ્મણિરમણમુરારિ–શ્રીકૃષ્ણચંદ્ર સમાન મન માન્યો સ્વામી પ્રાપ્ત કર્યો હતો. એમ રૂક્ષ્માણહરણ પ્રકાશી રહેલ છે. ( સીતાજીએ પણ રામચંદ્રજી જેવા પરમ પાવનવરની પ્રાપ્તિ આપ શક્તિની ભક્તિવડેજ કરી હતી એમ રામકથા સાક્ષી આપે છે.) ૪૬

**રાખ્યા પાંડુકુમાર, છાના સ્ત્રી સંગે મા;**
**સંવત્સર એકબાર, વાસ્યા તુમ અંગે મા. ૪૭**

હે જનેતા ! જ્યારે કૌરવપતિના છળપ્રપંચથી પાંડ-

શોને જુગારદ્વારા બાર વર્ષ વનવાસ વેઠ્યા ઉપરાંત એક
ર્ષ કેવળ ગુપ્ત વનવાસ થયો હતો એટલે કે દુર્યોધને પાંડુ-
પુત્ર યુધષ્ઠીર, અર્જુન, ભીમ, સહદેવ અને નકુળ એ
પાંચ પાંડવોને જુગારમાં હરાવી દ્રૌપદી સહિત તેર વર્ષ
વનવાસ આપ્યા છતાં આપ માજીના સ્મરણથી તેઓએ
તેર વર્ષ સુખ પૂર્વક નિર્ગમ્યાં હતાં. ૪૭

બાંધ્યો તનપ્રદ્યુમ્ન, છૂટે નહિ કોથી મા;
સમરિપુરીસલખન, ગયો કારાગ્રહથી મા. ૪૮

હે માજી! જ્યારે બાણાસુર દૈત્યે પ્રદ્યુમ્નપુત્ર અનિ-
રૂદ્ધને પુત્રી ઓખાના કારણથી કેદ કર્યો હતો કે તે કોઈ-
નાથી છૂટવા પામતો ન હતો; છતાં આપ સલખન (શંખલ)
પુરી માજીને અનિરૂદ્ધે સમર્યાં કે તુરત તે કેદખાનાથી
મુક્ત થઈ કુશળ સાથ પોતાને સ્થાન પહોંચ્યો હતો. ૪૮

વેદ પુરાણ પ્રમાણ, શાસ્ત્ર સકળ સાખી મા;
શક્તિ સૃષ્ટિમંડાણ, સર્વ રહ્યાં રાખી મા. ૪૯

હે મૈયા! ઋક્વેદ, યજુર્વેદ, સામવેદ અને અથર્વણ-
વેદ તથા જેઓની અંદર સર્ગ, પ્રતિસર્ગ, મન્વન્તર, વંશ
અને વંશાનુચરિત્ર આ પાંચ વસ્તુઓનું વર્ણન હોય એવાં
ભવિષ્ય, માર્કંડેય, મત્સ્ય, બ્રહ્માંડ, બ્રહ્મ, બ્રહ્મવૈવર્ત્ત, વિષ્ણુ,
વાયુ, વામન, વરાહ, અગ્નિ, નારદ, પદ્મ, કૂર્મ, સ્કંદ, લિંગ,

ગરૂડ અને ભાગવત એઓ અઢાર પુરાણો તથા સર્વ પ્રમાણ પૂર્ણ (અનુમાન, શબ્દ અને પ્રત્યક્ષ પ્રમાણ સહિત) સાક્ષી આપી રહેલ છે કે, શક્તિ–મહામાયા–પ્રકૃતિ એજ આ વિશ્વલીલાનું મંડાણ છે; કેમકે તેઓ સર્વની સર્વાંગ-સૌંદર્યતા શક્તિવડેજ વિલસેલ છે અને સર્વની મર્યાદા-સ્થિતિ પણ મહંમાયા શક્તિ પ્રભાવથીજ તેઓ સકળ વિશ્વ પદાર્થાદિ વા પ્રાણિમાત્ર નિયમમાં રહી શક્યાં છે. એથી સિદ્ધજ છે કે શકિતની સહાયતા વિના કોઈ પણ કાર્ય થઈ શકે કે નિભી શકે તેમજ નથી એ નિર્વિવાદ છે. ૪૯

**જ્યાં જ્યાં જુગતે જોઈ, ત્યાં ત્યાં તું તેવી મા;**
**સમવિત ભ્રમવિત ખોઈ, કહિ ન શકું કેવી મા! ૫૦**

હે અંબે! જે જે જગોએ (ચોદલોકનાં પ્રતિ પરમાણુ અણુમાં) આપ શ્રીમતિને ચર્મચક્ષુથી કિંવા વિશ્વ દૃષ્ટિ–જ્ઞાનચક્ષુથી નિહાળ્યાં; તોપણ તે તે જગોએ યુકિત–તરકીબ–તર્ક–ઉપાય અને પ્રવીણતા સાથ નિહાળતાં જ્યાં જેવું જોઇયે ત્યાં તેવા; સ્વરૂપથીજ જોવામાં આવ્યાં એટલે વ્યવહારિક સમવિત–સંવિત–યથાર્થ જ્ઞાન–પ્રમા અને ભ્રમવિત–ભ્રમજ્ઞાન અયથાર્થજ્ઞાન–અપ્રમા જ્ઞાન ત્યાગી બોલી શકાતું નથી કે, આપ વાસ્તવિક રીતે કેવાં છે, અર્થાત્ મન અને વાણીથી અગોચર છો! ૫૦

**ભૂત ભવિષ્ વર્ત્તમાન, ભગવતિ તું ભવની મા;**
**આદિ મધ્ય અવસાન, આકાશે અવની મા. ૫૧**

હે માડી! ભૂતકાળ (ગયા સમયમાં), ભવિષ્યકાળ (આવતા સમયમાં) અને વર્ત્તમાનકાળ (ચાલતા સમય)માં પણ આપ ભગવતિજ સંસારસૂત્રનાં નેતા–સત્તાધારિણી છો; કેમકે સંસારની ઉત્પત્તિ પહેલાં પણ આપ હતાં, ઉત્પત્તિ સમય પણ આપ શકિત પ્રભાવથી સ્રષ્ટા અને સૃષ્ટિની લીલા વિસ્તારી, તેમજ મધ્યવિભાગમાં પણ આપ ભવાની પ્રભાવથીજ સૃષ્ટિનું પાલન પોષણ થયું અને પ્રલય સમય પણ આપની કોપશકિતથી અવસાન–નાશરૂપ શિક્ષાને પાત્ર પણ દુષ્ટો–પાપાત્માઓ થતાજ ગયા. આકાશમાં જોઉં કે પાતાળમાં નિહાળું તો પણ આપ સાક્ષાત્કારે હતાં, છો અને હશોજ એમ માનવાને સબળ કારણો હાજર છે કે આપ જનની સર્વકાળે અને સર્વસ્થળે વ્યાપકવંતાં છો એમાં જરા પણ શક નથી. ૫૧

**તિમિરહરણ શશિસૂર, તે ત્હારો ધોખો મા;**
**અમિ અગ્ની ભરપૂર, થઇ પોખો શોખો મા. ૫૨**

હે જગતજનેતા! અંધકારનો નાશ કરનાર ચંદ્ર અને સૂર્ય છે એમ જાહેર કરવું એ પણ આપ માયાનોજ પ્રપંચ છે; કેમકે ચંદ્રમાં અમૃત અને સૂર્યમાં અગ્નિ–તાપ છે જેથી અમૃતપૂર્ણચંદ્રની શીતળ રશ્મિયોથી વનસ્પતિ

અને પ્રાણિમાત્રનું પોષણ, શાંતિ, પુષ્ટતા અને રસકસાદિ પૂર્ણ જીવન રહે છે અને તાપરૂપ તેજથી સૂર્ય તે પ્રાણી-વનસ્પતિ વગેરેમાનાં રોગિષ્ઠ રજકણો શોષવાના પ્રભાવે તેઓને નીરોગતા બક્ષતાં જીવન નિભે છે; પરંતુ વાસ્તવિક રીતે વિચારતાં તે પોષક અને શોષક શક્તિ આપનીજ બક્ષેલી છે. છતાં તે ચંદ્રસૂર્યને આપ શ્રીમતિયે વડાઈ આપી છે એ એક જગતજનોને માયાતંત્ર દર્શાવવા ધોખોજ દેખાડયો છે. જેમ આંખ્યો પ્રકાશમાન છતાં સૂર્ય કિંવા દીપકના પ્રકાશની ગેરહાજરી સમય તેથી કશું દેખાઈ શકાતું નથી તેજ મુજબ ચંદ્રને સૂર્યનો પ્રકાશ મળ્યા શિવાય પોતાની જ્યોતિનો વિકાસ અનુભવાતો નથી, તેમ આપ મૈયાના શક્તિપ્રકાશ વિના સૂર્ય હો કે ચંદ્ર હો પણ તે શીતળપણું કે ઉષ્ણપણું કશું બતાવી શકવાની દિવ્ય શક્તિ દર્શાવી શકતાજ નથી એ નિઃશંકજ છે. ૫૨

**ષટ ઋતુ રસ ષટ માસ, દ્વાદશ પ્રતિબંધે મા;**
**અંધકાર ઊજાશ, અનુક્રમ અનુસંધે મા. ૫૩**

હે જનની! છ ઋતુ એટલે કે ફાલ્ગુણ અને ચૈત્ર માસમાં મીન અને મેષ સંક્રાતિ કે જેની અંદર તાપ તથા ટાઢ સમાન હોય તે વસંત ઋતુ; તેમજ વૈશાખ જેષ્ટ માસમાં વૃષભ અને મિથુન રાશિપર સૂર્ય હોય તેમાં તડકો સખ્ત પડે તે ગ્રીષ્મઋતુ, તથા અષાઢ અને શ્રાવણ

માસમાં કે જે વખતે કર્ક અને સિંહ રાશિના સૂર્ય હોય તે સમય જોરથી વર્ષાદ વરસે છે તે વર્ષાઋતુ, તથા ભાદ્રવો અને આશો માસ સમય કન્યા અને તુલા રાશિ પર સૂર્ય સંક્રમેલ હોય તે રોગની માતા શરદ ઋતુ, તથા કાર્તિક અને માર્ગાશિર્ષ સમય વૃશ્ચિક અને ધન સંક્રાતિ હોય તે હેમંત ઋતુ, તથા પોષ અને માઘ માસમાં મકર કુંભ સંક્રાતિ કે જેમાં સખ્ત ટાઢ પડે છે તે શિશિર ઋતું કહેવાય છે આ છએ ઋતુઓ તથા છએ રસ એટલે કે મીઠો–ખારો–ખાટો–તીખો–તુરો અને કડવો એ રસો અને બારે મહિના એઓની રચના નિયમ યુક્ત પણ આપેજ રચી છે. તેમજ અંધારો પક્ષ અને અજુવાળો પક્ષ (વદી શુદી) અથવા અંધકાર અને પ્રકાશ એઓનું પણ અનુક્રમ–નંબરવાર સંધાન સહિત આવવું એ સર્વ આપ મહા માયાનીજ અદ્‌ભુત શક્તિનીજ રચના છે. ૫૩

ધરતીતળ ધનધન્ય, ધ્યાન ધર્યે નાવો મા;
પાલણુપ્રજા પ્રજન્ય, અણુચિંતવ્યાં આવો મા. ૫૪

હે જનની ! આપ ધ્યાન ધરવાથી પરાણે આકર્ષાઈ પધારતાં નથી; પણ જેમ પ્રજાજન અને આશ્રિત પ્રાણિયોનું પ્રતિપાલન–પોષણ કરવા વર્ષાદ ઓચિંતો સમયપર આવી વર્ષી જીવનત્વ બક્ષે છે તેમ આપ પણ આ ધરતી તળને ધન્ય ધન્ય પદ આપવા અણુધાર્યાં ભક્તપ્રતિપાલન

હિતાર્થ પધારી દર્શન દઈ ઈચ્છિત સિદ્ધિ બક્ષો છો એ આપ પ્રણતપાળનો ધર્મજ છે. તેમજ માતુવાત્સલ્યતાની ફરજ પણ છે કે ભક્તોની ઉચ્ચ મનોબળ ભરી ભાવનાના બળથી ભકતની સેવાને આધીન થવા તત્પર રહો છો એ વાસ્તવિકજ છે. ૫૪

**સકળ સિદ્ધિ સુખદાઈ, પય દધિ ઘૃતમાંહિ મા;**
**સર્વે રસ સરસાઈ, તુજ વિણ નહિ કાંઈ મા. ૫૫**

હે મૈયા! સર્વ પ્રકારની સુખદાયક સિદ્ધિમાં, તથા દૂધ, દહિં, ઘી અને સર્વ પ્રકારના રસોમાં સરસતા આપનાર પણ આપજ છો; કેમકે આપ વિના અન્ય કોઈ આ સાંસારિક સુખદ સ્મૃદ્ધિ અંદર સુરસની વૃદ્ધિ કરનાર છેજ નહીં. ૫૫

**સુખ દુખ બે સંસાર, ત્હારાં નીપાયાં મા;**
**બુધિબળની બલિહાર, ઘણું ડાહ્યાં વાહ્યાં મા. ૫૬**

હે જગદંબે! સંસારના કારણરૂપ સુખ અને દુ:ખ એ બેઉ આપનાંજ રચેલાં છે. અને આપના બુદ્ધિબળની બલિહારિ જાઉં છું કે, સંસારમાં ઘણાં વિચક્ષણ-ડાહ્યાં માનવો છે; તો પણ તે તેમના ડહાપણને વિસારી દઈ આપની માયાવશ ભૂલાં પરેલાં છે. સુખ દુ:ખની હાન ઉપાદાનમાં વ્યવહાર કુશળ પણ અજ્ઞાતવર્ષ પ્રવાહ-પતિત હોય છે. જેમની ઉપર આપની પરમકૃપા હોય છે તેજ આપની મા-

યામાં લુબ્ધ ન થતાં પાર પામી જાય છે. ૫૬ (આ ભગવતિ કાવ્યનું કથન છે.)

ક્ષુધા તૃષા નિદ્રાય. લઘુ યૌવન વૃદ્ધા મા;
શાંતી શૌર્ય ક્ષમાય, તું સઘળે શ્રદ્ધા મા. ૫૭

હે માજી! ભૂખ લાગવારૂપે, તરશ લાગવારૂપે, નિદ્રારૂપે, બાળારૂપે, યૌવનારૂપે, વૃદ્ધારૂપે, શાંતિરૂપે, શૌર્ય-શૂરવીરતારૂપે, ક્ષમારૂપે અને સર્વ બાબત અંદર અટળ શ્રદ્ધા સ્વરૂપે પણ આપની શક્તિયોજ સ્ફુરાયમાન થઈ રહેલી દૃષ્ટિગોચર થાય છે અને ચંડીપાઠનું પણ પ્રમાણ છે કે— " यादेविसर्वभूतेषु क्षुधारूपेण संस्थिता । नमस्तस्यै नमस्तस्यै नमस्तस्यै नमोनमः " ઈત્યાદિ સર્વ સ્વરૂપમાં આપજ પ્રાધાન્ય છો અને એથી પ્રતિરૂપે પ્રાણિમાત્રમાં રમી રહ્યાં છો. ૫૭

કામ ક્રોધ મ્હોં લોભ, મદ મત્સર મમતા મા;
તૃષ્ણા સ્થિરતા ક્ષોભ, શર્મ ધૈર્ય સમતા મા. ૫૮

હે માજી! કામવાસનાની, કોપની, મોહની, લોભની, અહંકારની, ઈર્ષ્યાની, મમતાની, તૃષ્ણાની, સ્થિરતાની, ક્ષોભ—સંકોચની—લજ્જાની, ધૈર્યતાની અને સમતાની લાગણીઓ વગેરેમાં પણ આપજ મુખ્ય છો. ૫૮

ધર્મ અર્થ ને કામ, મોક્ષ તું મ્હંમાયા મા;
વિશ્વતણો વિશ્રામ, ઉર અંતર છાયા મા. ૫૯

હે જનની! ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચારે પુરૂષાર્થ પણ આપની આજ્ઞામાંજ સમાયલા છે તેમજ આપ સુષુપ્તિરૂપે વિશ્વના વિશ્રામરૂપ રહી પ્રાણિ માત્રન અંતઃ-કરણ અંદર છાઇ રહેલાં છો—અથાત્ ધર્મક્રિયા કરવામાં, ધનપ્રાપ્તિના ધંધામાં, હાસ્ય વિલાસાદિની આનંદલીલામાં અને સકળ દુઃખની જીવનમુક્તિ કિંવા મુક્તિ મેળવવામાં પણ આપ શક્તિ કૃપા ન કરો તો અશક્તિની પ્રબળતા છવાયાથી કશું પણ સાધી શકાયજ નહીં અને જ્યારે ન સધાય ત્યારે સુખરૂપ વિશ્વને સુષુપ્તિનો વિશ્રામ પણ ક્યાંથી પ્રાપ્ત થાય ?! માટેજ કહું છું કે જે કંઈ બને છે વા કરાય છે તે સર્વ આપશક્તિના આધારથીજ થાય છે ! ૫૯

ઉદય ઉદારૂણ અસ્ત, આદ્ય અનાદેની મા;
ભાષા ભૂર સમસ્ત, વાકય વિવાદેની મા. ૬૦

હે મૈયા ! ઉષાકાળમાં, અરૂણોદયકાળમાં અને અસ્ત-કાળમાં પણ આપજ વિલસો છો, એટલે કે આદિ અનાદિ કાળથી સૂર્ય, ચંદ્ર, તારામંડળ, પંચભૂત અને પ્રાણિના ઓજસ—ભાગ્યના ઉદયમાં, તેમજ વૃક્ષલતાદિના ઉદયમાં પણ આપનીજ ઉદયશક્તિ પરાપૂર્વેથી અસ્તીત્વતા ધરાવી રહેલી છે. તથા વિવિધ પ્રકારની દેશવિદેશની ભાષાઓ, વાકય-વિનોદ અને વાદવિલાસ એ સર્વમાં પણ શબ્દશક્તિ, વાદ શક્તિ અને તર્કશક્તિરૂપે આપ ભગવતીજ વિલસી રહ્યાંછો.

તાત્પર્ય એજ કે-સરસ્વતી સ્વરૂપે, સ્મૃતિ સ્વરૂપે કે વાક્ય વિલાસ વિનોદસ્વરૂપે પણ આપ શક્તિજ જ્ઞાનતંતુ આદિને ગતિ આપી રહ્યાંછો એમ માનવાને સબળ કારણો હસ્તી ધરાવે છે. ૬૦

**હર્ષ હાસ્ય ઉપહાસ્ય, કાવ્ય કવિતવિત તું મા;**
**ભાવભેદ નિજભાસ્ય, ભ્રાંતિ ભલી ચિત તું મા. ૬૧**

તેમજ હે માડી! હર્ષ (આનંદ), હાસ્ય (હસવું), ઉપહાસ્ય (મશ્કરીવચન), અને કાવ્યચાતુરીરૂપ કવિતાની લક્ષ્મીરૂપ પણ આપજ છો. તથા તેઓ સર્વના ભાવ (સ્તંભ-સ્વેદ-રોમાંચ-સ્વરભંગ-કંપ-વૈવર્ણ્ય-અશ્રુ અને લીનતા એ આઠ સાત્વિક ભાવ તથા વિભાવ તેમજ તેઓનાં સ્થાન સમય અને મનેચ્છાના અનેક ભેદ, તથા પોતાના વ્યાકરણાદિ સૂત્રોના પ્રથમવિવરણ વગેરે વગેરેનો ચિત્તમાં સારી રીતે નિવાસ કરવો તેમાં પણ આપ જનનીનોજ પ્રભાવછે. કેમકે આપનો પ્રતાપ કે પ્રભાવ ન હોય ત્યાં એ બાબતો હયાતીજ ધરાવી શકતી નથી. ૬૧

**ગીત નૃત્ય વાજિત્ર, તાલ તાન માને મા;**
**વાણી ત્રિવિધ વિચિત્ર, ગુણ અગણિત ગાને મા. ૬૨**

હે પરમેશ્વરી! ગાયન વિદ્યામાં, નૃત્ય-નાચવિદ્યામાં વાદ્ય-વાજિત્રવિદ્યામાં જે તાલ તાનના માન પ્રમાણ છે અર્થાત્ આરોહ અવરોહ સાથ ખરજ પલટા મૂર્છના

તાલ-ત્રિતાળ-ચોતાળ ઝંપતાળાદિના બાંધા-માત્રાવિચાર મર્યાદાઓ, તેમજ વાણીની વિચિત્રતા સાથના અનેક અભિનય પ્રકાર અને ભાવભેદ ધ્વનિ આદિ ન ગણી શકાય તેટલા ગાયનાદિકળાના ગુણ ભેદ છે, તેઓ સમસ્તની અંદર પણ આપની કૃપાશક્તિ-સ્વરશક્તિ-પ્રવીણશક્તિ આદિનોજ મહિમા રમી રહેલો છે. ૬૨

**રતિરસ વિવિધ વિલાસ, આશ સકળ જગની મા;**
**તનતન મધ્યે વાસ, રૂડો માયા મગની મા. ૬૩**

હે માતુશ્રી ! અનેક વિલાસાનંદ સહિત સાંસારિક સુખના રસ-પ્રેમ સંબંધી અખિલ જગની લાખો નિરાશા વચ્ચે છુપાઇ રહેલી આશા માત્રની પણ આપજ અધિષ્ઠાત્રી છો અને આપનોજ ઘટઘટમાં નિવાસ થતાં મોહ તેમજ માયા અને મમતા આપ પ્રભાવથીજ ઉદ્ભવે તોજ આહ્લાદ ઉત્પન્ન થઈ મોજ મજાહ આપવા લેવા શક્તિમાન્ થવાયછે. ૬૩

**જાણુ અજાણે જગત, બે બાધાં જાણે મા;**
**જીવ સકળ આશક્ત, સહુ સરખાં માણે મા. ૬૪**

હે જનેતા ! જાણુ કે અજાણ છતાં સંસારમાંના નર નારી માત્ર આ રતિ-રસ જાણે છે અને સકળ જીવોને તેમાં પ્રેમ છે તથા તેનું સુખ પોતપોતાના જ્ઞાન કે અજ્ઞાન મુજબ છતાં તેઓ સઘળાં સરખી રીતેજ ભોગવી રહેલ છે એ આપની પ્રબળ માયાનોજ પ્રભાવ છે. ૬૪

**વિવિધ ભોગ મરજાદ, જગ દાખ્યું ચાખ્યું મા;**
**ગરથ સુરત નિઃસ્વાદ, પદ પોતે રાખ્યું મા. ૬૫**

હે જગદીશ્વરી ! અનેક મર્યાદિત–સાતિશય ભોગ વડે આપ માજીએજ દેખાડયું છે અને અનુભવ્યું છે; પરંતુ તે ભોક્તારૂપ–સારરૂપ સુરતસુખનું પદ–અધિષ્ઠાન તો માડી હસ્તકજ છે; કારણ કે મોહ માયા એ રતિસુખનાં કારણરૂપ છે અને એ સુખ અમર્યાદિત સર્વાંગ છે; પણ અન્ય સુખો દેશકાળથી પરિચ્છિત અને સાતિશય છે માટે તે આપની સત્તા નીચેનાંજ છે. ૬૫

**જડ થડ શાખા પત્ર, ફૂલ ફળે ફળતી મા;**
**પરમાણૂ એકત્ર, રસબસે વીચરતી મા. ૬૬**

હે જગદાનંદદાયિની ! આપ જડમાં, થડમાં, શાખા–ડાળીઓમાં, ફૂલમાં અને ફળમાં પણ ફળવા–ફેલાવારૂપ રમી રહેલાં છો; એટલુંજ નહીં પણ એકત્ર પરમાણુઓની અંદર પણ આપજ રસબસ થઇ વિચરી રહેલાં છો. જેથી તેઓ પોતપોતાની મોસમે નવપલ્લવિત થવું, પુષ્પ અને ફળ-ભારથી સુશોભિત બનવું તથા પરિપક્વ બનતાં સુંદર રસ-સ્વાદ ગુણથી ભરિત થવું એ સર્વ આપનાં લીલાવંત લોચન કરૂણાનીજ કૃતિ છે. ૬૬

**નિપટ અટપટી વાત, નામ કહું કોનું મા;**
**સરજી સાતે ધાત, માત અધિક સોનું મા. ૬૭**

હે દયાળી ! બહુજ અટપટી વાત છે કે હું કોનું નામ કહું કે અમુક દેવ વિશેષ પરચાવંત છે અને અમુક ઓછા પરચાધારી છે; તથાપિ વધારે ઉંડી લાગણીથી વિચારૂં છું તો મન, મને જોર આપી પ્રકાશે છે કે સાત ધાતુ (સોનું-રૂપું-ત્રાંબું-જસત-સીસું-કલઈ-લોઢું) છે; તો પણ જો સાતેમાં સોનું અધિક શોભા-કીંમત અને ગુણવંત છે એમ તો કહ્યા વિના ચાલે તેમ નથી; મતલબ કે બધા દેવો આનંદકારી છે; તદપિ મારે મન તો આપ માજીજ ઉત્તમોત્તમ પરચાવંત છો એમ વગર આનાકાનીએ બોલ્યા વિના મારાથી રહેવાતું નથી; કેમકે સર્વ દેવોમાં શક્તિ એ આપના અંગનીજ કૃપા છે એથીજ તેઓ ચમત્કાર બતાવી શકે છે. ૬૭

**રત્નમણી માણિકય, નગ નંગિયાં મુકતા મા;**
**આભા અટળ અધિકય, અન્ય ન સંચુકતા મા. ૬૮**

હે માડી ! મોતી, પરવાળાં, બીજાં નંગ (પન્ના, પિરોજા, હીરા વગેરે) માણેક અને રત્નમણિ આદિ ૮૪ રત્નો છે; તથાપિ તે સર્વમાં મણિરત્ન ને માણેકની ન ટળી શકે તેવી વિશેષ તેજસ્વિતા-પાણી-રંગ-એબરહિતપણું કીંમત-કઠણાઈ અને પ્રભાવ છે એવી અન્ય રત્નોમાં નથી કહેવાય છે કે-' હીરો ગમે તેટલો અમૂલ્ય-કીંમતવાન છે તો પણ માણેકની દલાલીમાં મળી શકે છે.' એથી સાબિ-

તજ છે કે માણેકની બરાબરી બીજાં રત્નો કરી શકે તેવાં કોઈ છે જ નહીં–અર્થાત્ અન્ય અનેક દેવગણ રત્નસ્વરૂપ છતાં આપ માણેકવત્ રક્તરંગી–એએથી અધિક તેજ પ્રભાવધારિણી છો, એમાં તો જરા પણ શક નથી એમ હું માનું છું. કેમકે જે પાણી ( શક્તિ ) આપ જુની ખાણના માણેકમાં છે તે નવી ખાણ (આપ પછી પ્રકટ થએલાઓ)માં પાણી નથી. આપ તો જગતની રચના પહેલાં પણ સંપૂર્ણ સ્વરૂપે વિદ્યમાન હતાં, અને તે પછી જગત અને અન્ય અંશથી ઉત્પન્ન થયેલા દેવો પ્રકટયા છે એમ આદિ-શક્તિ શબ્દજ પૂરવાર કરી રહેલ છે. ૬૮

**નીલ પીત આરક્ત, શ્યામ શ્વેત સરખી મા;**
**ઉભય વ્યક્ત અવ્યક્ત, જગત જસી નિરખી મા. ૬૯**

હે જનની ! નીલો; પીળો, લાલ, શ્યામ અને શ્વેત એ પાંચ રંગ છે અને એઓના મેલાપ વડે વિવિધ રંગની છાયા લાવી શકાય છે. તથાપિ તેઓની અંદર સ્પષ્ટતા ( ખુલ્લાપણું ) કે અસ્પષ્ટતા ઢંકેરાપણું કિવા ગુપ્ત રંગિત પણું એ બેઉમાં પણ આપ માજી સરખી રંગત એટલે કે જે રંગમાં જે અંશ જોઇએ તેજ પૂરી સમાન પણે પ્રકાશી રહ્યાં છો; મતલબ કે આ માયામય સંસાર ચક્ર અંદર જે જે રંગમાં જોઇયે તો તે તે રંગમાં આપ એક રસ થઈ રહેલાંજ ભાસો છો છતાં કોઇ રંગનો આપને

લેપ લાગતો નથી; કેમકે આપની પ્રભામાં સર્વ લિપ્ત છે પરંતુ આપ કોઇમાં લિપ્ત નથી. જેમ જળમાં કમળ અષ્ટ પ્રહર રહેવા છતાં પણ કેવળ જળથી ન્યારૂંજ રહે છે તેમ આપ નિર્લેપ છો એ સ્પષ્ટજ નિરખાય છે. ૬૯

**નગ જે અધિકુળ આઠ, હીમાચળ આદ્યે મા;**
**પવન ગવન ઠઠઠાઠ, તુજ રચિતા માદ્યે મા. ૭૦**

હે જનેતા! હીમાલય વગેરે આઠકુળ જે પર્વતો છે તેઓ, તથા પવનની ગતિનો રચાયલો ઠાઠ એ સર્વ આપની રચનાથીજ ઉત્પન્ન થયેલાં છે કારણ કે આ જગની ઉત્પત્તિના કાર્ય કારણભૂતજ આપ છો એટલે આપથીજ સર્વની આદિ ઉત્પત્તિ છે. ૭૦

**વાપી કૂપ તળાવ, તું સરિતા સિંધૂ મા;**
**જળતારણ જ્યમ નાવ, ત્યમ તારણ બંધૂ મા. ૭૧**

હે મૈયા! વાવડી, કૂવા, તળાવ, નદિયો અને સમુદ્ર એઓ પણ આપનાંજ નિર્મેલાં છે, તથા તેઓમાં નિર્મળ જળનું વહેવાપણું તથા વૃષ્ટિની ઉત્પત્તિને સહાયક થવું વગેરે આપશક્તિનીજ સત્તા છે. તેમજ જળમાં તારકપણાની લીલા તેમાં આપનોજ વિલાસ રમી રહેલ છે. જેમ જળથી પાર થવા નાવ-જહાજ સહાયક છે, તેમ ભવજળથી પાર જવા આપ બંધુ સમાન ભીડ ભાંગનારાં છો. કેમકે જપ

તપ ભજન આદિની શક્તિ આ  આપથીજ માનવ માત્રને પ્રાપ્ત થાય છે અને તે દ્વારા  ણુના બંધનથી મુક્ત થવાની શક્તિ સ્વાધીન રહે છે  નોજ પ્રભાવ છે. ૭૧

વૃક્ષ વન ભાર અઢાર,  ાર ઊભાં મા;
કૃત્ય કર્મ કરનાર, કો  ાં કુંભાં મા. ૭૨

હે જગદંબે! અઢાર  સ્પતિ એટલે કે વૃક્ષ લતા–ગુચ્છા વગેરે જે પૃથ્વી  સેલ–ઉગેલ–કાયમ છે તેઓ સર્વમાં પણ તુષ્ટિ પુષ્ટિ  ા આપ માજીનીજ છે કેમકે આપ તેઓનાં પેદા  અને તેમને નિયમમાં રાખનારાં પણ છો. અને કો  તિયાં તથા કુંભાં વગેરેની માપ–મર્યાદા પણ આ  બાંધેલી છે. ૭૨

જડ ચૈતન અભિધાન, અ  અંશ ધારી મા;
માનવિ મોટે માન, એ  ો ત્હારી મા. ૭૩

હે મૈયા! ચૈતન્ય  ડ અને ચૈતન્યતાવંત એઓનાં નામો, તથા તેઓમાં  કરાયલા અંશ–વિભાગ એ સર્વ આપનીજ લીલા છે તેમજ ચૈતન્ય લક્ષણુથી લક્ષિત જીવોમાં પણ  ાનવો છે તેઓમાં જ્ઞાન વિજ્ઞાન શક્તિની વિશેષતાને લી  થા સ્વર્ગાપવર્ગ મેળવવાનાં સાધનભૂત બનાવી તે  ાને મોટું માન આપેલું છે અર્થાત્ સર્વ ચોરાશી લક્ષ જી ામાં માનવ જન્મ સર્વથી મહા મોંઘો અને દુર્લભ છે કે જે ઘણાં સત્કૃત્યોના

સંચયથીજ પ્રાપ્ત થાય છે "તથા ધર્મ અર્થ કામ મોક્ષરૂપ ચતુર્વર્ગનું પાત્ર પણ માનવજ છે એવું જે મહાન માન આપ્યું છે એ પણ આપ માજીનીજ કરણી છે; કેમકે એવું કરવા જેટલું અન્ય કોઈ સામર્થ્યજ નથી. ૭૩

**વર્ણ ચાર વિધિ કર્મ, ધર્મ સહિત સ્થાપી મા;**
**બે ને બાર અપર્મ, અનુચર વર આપી મા. ૭૪**

હે જગતજનની ! બ્રાહ્મણ, ક્ષત્રીય, વૈશ્ય અને શુદ્ર એ ચાર વર્ણો અને તેઓના વર્ણાશ્રમલાયક વિધિ-નોદના યુક્ત કર્માનુષ્ઠાન રૂપી ધર્મો વડે તેઓને સ્થિર કરી બે ને બાર એટલે ચૌદ ઈન્દ્રિયો, સાધન તરીકે પણ અનુગ્રહ કરી આપેલ છે અર્થાત્ પાંચ જ્ઞાનેન્દ્રિયો. પાંચ કર્મેન્દ્રિયો અને ચાર અંતઃકરણ એ ચૌદ ધર્મ-સાધકોને અનુચર-સેવકરૂપે સાધનભૂત છે તે ધર્મપાલન હિતાર્થે શ્રેષ્ઠ વરદાન સમાન આપેલ છે. ૭૪

**વાડવ વન્હિ નિવાસ, મુખ માતા પોતે મા;**
**તૃપ્તે તૃપ્તે આશ, માત જઅનજોતે મા. ૭૫**

હે મા ! બ્રાહ્મણ અને અગ્નિમાં પણ આપનોજ નિવાસ છે એટલે કે બ્રાહ્મણના મુખમાં અને અગ્નિના મુખમાં આપ વસી રહેલાં છે, તેમાં બ્રાહ્મણની પ્રત્યેક તૃપ્તની આશિશમાં અને યજ્ઞની જ્યોતિમાં આપની અભિવ્યક્તિ-પ્રકાશિત છે. ૭૫

**લાખ ચૌરાશી જંત, સહુ ત્હારા કીધા મા;**
**આણિ અસુરનો અંત, દંડ ભલા દીધા મા. ૭૬**

હે માતુશ્રી ! ચૌરાશી લાખ જીવાયોની એટલે કે નવલાખ જળચારી જીવોની, દશ લાખ આકાશચારી પક્ષીઓની, ઇગ્યાર લાખ કૃમિ–કીડાઓની, વીશ લાખ વનસ્પતની, ચાર લાખ માનવની અને ત્રીશ લાખ પશુઓની મળી ૮૪ લાખ અર્થાત્ સ્વદેજ ( પરશેવાથી પેદા થનાર ) અંડજ [ ઇંડાથી પેદા થનાર ] ઉદ્ભિજ ( પૃથ્વી ફોડી ઉગનાર ) અને જરાયુજ ( ઑરથી પેદા થનાર ) જીવો પણ આપનાંજ પેદા કરેલાં છે. કેમકે સૃષ્ટિસ્થાપક શક્તિમાન આપજ છો. વળી આપંજ વિવિધ સ્વરૂપથી આસુરી સંપત્તિ [ રાક્ષસો ] નો અંત આણેલો છે. એટલુંજ નહીં પણ જેનો જેવો ગુન્હો તેવીજ તેને દંડ–શિક્ષા પણ આપેલી છે. ૭૬

**દુષ્ટ દમ્યા કૈવાર, દારૂણ દુખ દેતા મા;**
**દૈત્ય કર્યા સંહાર, ભાગ યજ્ઞ લેતા મા. ૭૭**

હે પરમેશ્વરી ! જે ગાય–સંત–સુર–બ્રાહ્મણ–બાળક વગેરેને વિના વાંકે નડી દુઃખ દેનારા દુષ્ટાત્માઓ હતા, તેવા પાપીઓને દારૂણ–ભયંકર દુઃખ દેવાના લીધે તેમનું આપશક્તિયે દમન કર્યું. તે એકવાર નહીં પણ અનેકવાર તેવાઓનું નિકંદન કરી નાખ્યું, તેમજ જે યજ્ઞ સમય વિધ્વંસ સંબંધી ભાગ લેવા મચ્યા રહેતા હતા તે દૈત્યોને

આપ માજીએ ઠાર મારી નાખ્યા. કેમકે તેઓ સત્કર્મોને રોકી પુન્યપ્રવાહ અને વૃષ્ટિબળપ્રવાહ બંધ પાડવા યજ્ઞ-ભંગ [ યજ્ઞકુંડમાં અપવિત્ર ચીજો નાખી યજ્ઞનો નાશ ] કરતા હતા તેવા રક્તબીજ, મધુકૈટભ, શુંભ, નિશુંભ, ચંડ, મુંડ, મહિષાસુર ઇત્યાદિ દૈત્યસમૂહનો સંહાર કરી સંત, સુર-દેવ, ગાય, બ્રાહ્મણ આદિને નિર્ભય કર્યા. કહેવાનું તાત્પર્ય એજ કે જગતમાં જે જે થયું છે તે આપનું નિર્માવેલું છે. તેમજ જગતનું પાલન અને દુષ્ટનો લય આપેજ કર્યો છે જેથી સર્વકામકારક આપ વિશ્વજનની છો. ૭૭ (એકત્રીશમા છંદથી માંડી અહીં લગી માજીની સત્તાનું તથા સ્તુતિ-ભરિત વર્ણન કર્યું છે. હવે બાકીના બધા છંદ માજીના વિગ્રહ સ્વરૂપ ( બહુચરાજી ) સંબંધીજ છે અને કર્મ ઉપાસનાથી માજીની પ્રત્યેક ભક્તિ સેવતાં પ્રાકૃત જનોને આ જગતમાં વાંછિત ફળ મળે અને અંતે શક્તિલોકને પંથે પળે એ બાબત પૂર્ણ છે. ) ૭૭

**શુદ્ધકરણસંસાર, કર ત્રિશૂળ લીધું મા;**
**ભૂમિતણો શિરભાર, હરવા મન કીધું મા. ૭૮**

હે વિશ્વસંતાપહારિણી મૈયા ! જ્યારે પાપી આત્મા-ઓએ એટલે કે આસુરિસંપત્તિવાળાઓ દૈવિસંપત્તિવાળા ( સંત-સુજન-ગૌ-વિપ્ર-પૃથ્વિ અને દેવો ) ને પાપાચર-ણથી ( યજ્ઞભંગથી-ગૌ-બ્રાહ્મણ-બાળ-સ્ત્રીહત્યાંઓના મ-

હાપાપથી ) સંતાપવા લાગ્યા એથી સંસાર પાપના ભારથી અપવિત્ર થઈ જતાં તેને શુદ્ધ-પવિત્ર કરવાની ખાતર આપ માજીએ હાથમાં ત્રિશૂળ ધારણ કર્યું. ત્રિશૂળ ધારણનો આશય એજ કે પવિત્રાત્માઓનાં દૈહિક ( આગંતુક-આવી લાગનારા રોગ ), દૈવિક ( દેવતાઓથી થયલી પીડા ) અને ભૌતિક ( શરીર સંબંધિ રોગ ) એ ત્રણ્યે તાપોનો નાશ કરવા [ ત્રણ્યે શૂળ સંહારવા ] ત્રિશૂળ લીધું અને એથી દુષ્ટોનો નાશ કરી પાપીઓના ભારથી ભારે મરતી પૃથ્વિ-નો ભાર ઉતારવા ઈચ્છા કરી. તે પછી-૭૮

**બહુચર બુદ્ધિ ઉદાર, ખળ ખોળી ખાવા મા;**
**સંતકરણભવપાર, સાહ્ય કરે સ્હાવા મા. ૭૯**

હે માડી ! આપે ઘણા દુષ્ટોને ચરી જવાની વિચારણાને ઉદાર બનાવી ખોળી ખોળી [ શોધી શોધી ] ને ખળ દુષ્ટ-જનોને ખાવા શરૂ કર્યાં અને તે પછી સંતપુરૂષોને જન્મ મરણરૂપ અપાર સંસારથી પાર કરવા સાહ્યપણાને અંગીકાર કરાવા ઔદાર્યતા દર્શાવી. ૭૯ અને તે પછી—

**અધમઉધારણહાર, આસનથી ઊઠી મા;**
**રાખણજગવ્યવહાર, બદ્ધ બાંધિ મુંઠી મા. ૮૦**

હે મૈયા ! અધમજનોનો સંહાર કરીને પણ તેઓને કૃપાની રાહે સદ્‌ગતિ આપવા ( ઉદ્ધાર કરવા ) અને જગનો વ્યવહાર પણ કાયમ રાખવા આપ માજી કયે સ્થળે જવું

તેનો નિશ્ચય કર્યા વિનાજ આપના મૂળ આસનપરથી ઉઠ્યાં તો ખરાં; પરંતુ ક્યાં ... થઇ તેઓ વધી પડેલા દુષ્ટોનો સંહાર અને ભક્તોનો ...ાર કરવો તે બાંધી મુંઠી રાખી ગમન કરવા નિશ્ચય ... ૮૦

આણી મન આ...  મહિ માંડયાં પગલાં મા;
તેજ કિરણ રવિ...  દૈ ન્હાનાં ડગલાં મા. ૮૧
ભર્યાં કદમ બે ...  મદમાતી મદ-ભર મા;
મનમાં કરી વિચાર  તેડાવ્યો અનુચર મા. ૮૨

અને તે પછી ... જી! આપશ્રીજીએ મનમાં આણંદ લાવીને પૃથ્વિપર ...લાં ઠવ્યાં અને સૂર્યચંદ્રના શીતોષ્ણ કિરણ સમાન ... પૂર્વક ધીરે ધીરે ડગલેથી ભૂતળ પાવન કરવા માંડ્યું. ... મદ્યથી મસ્ત બનેલા મનવાળાં આપ માડીએ છએક ...તાં પગલાંથી કદમ ભર્યાં-એટલામાં મન અંદર તુરત ...ધારવાનો વિચાર લાવી પોતાના અનુચર-સેવાના સાથી કુકડાને બોલાવી લીધો. ૮૧-૮૨

કુર્કટ કરિ આરોહ, કરૂણાકર ચાલી મા;
નખપંખી મેલ્યોહ, પગ પૃથ્વી હાલી મા. ૮૩

હે માજી! જ્યારે કુર્કટ આવ્યો ત્યારે તે ઉપર આપ સ્વારી કરી કરૂણાની આણુરૂપ માજી ચાલ્યાં કે તુરત કુર્કટ પક્ષીએ પોતાના નખના પ્રત્યાઘાતથી પૃથ્વિને ધ્રૂજાવી ગડવું શરૂ કર્યું. ૮૩

ઊડીને આકાશ, થઇ અદ્દભુત આવ્યો મા;
અધક્ષણમાં એક શ્વાસ, અવનીતળ લાવ્યો મા. ૮૪

હે જનની! કુકડાએ આકાશ પંથે ઊડીને અદ્દભુત ગતિથી અડધા ક્ષણ અંદર અને એકજ ઝપાટે-શ્વાસ લેવા જેટલામાંજ પૃથ્વિતળમાં આપ માજીને લાવી મૂકયાં. ૮૪

પાપીકરણ નિપાત, પૃથ્વીપડમાંહે મા;
ગોઠયું મન ગુજરાત, ભીલાં ભડમાંહે મા. ૮૫

તે એટલાજ માટે કે આપ માજીની ઇચ્છા પાપીઓનો સંહાર કરવા પૃથ્વિના પડ અંદર પરમ પાવન જગા શુણુવિ ગુજરાત વિષે ભીલાટ-કોળીઆટના ભડમાં થઈ અને તે સ્થળે મન ગોઠયું; કેમકે તે વિભાગમાં દુષ્ટાત્માઓનો પ્રચાર વિશેષ હતો. ૮૫

ભોળિ ભવાની માય, ભાવ ભલે ભાલે મા;
કીધી ઘણી કૃપાય, ચુમાળે આળે મા. ૮૬

આ કારણને લીધે આપ માજી ભવાનીએ ભોળપણા સાથ ભલી ભાવનાથી નિહાળીને ઘણી કૃપા કરી ચુમાળના ગાખ સ્થળે સ્થિર થવા વિચાર્યું. ૮૬

નવખંડ ન્યાળી નેટ, નજર વજર પેટી મા;
ત્રણ્ય ગામ તરભેટ, ઠેઠ ઠરી બેઠી મા. ૮૭

હે મૈયા! ભારત, ઈલાવર્ત્ત, કિંપુરૂષ, ભદ્ર, કેતુમાલ,

હિરણ્ય, રમ્ય, હરિ અને કુરૂ એ નવેખંડ અંદર બરોબર નિઘાહ પૂર્વક નિહાળી વજ્ર સમાન મજબૂત નજરથી પ્રવેશ કરી સંખલપુર, દેડાણા અને બહુચાર એ ત્રણ્ય ગામના તરભેટામાં સ્થિર થઈને આપ શાંતિવંત થયાં. ૮૭

**સેવકસારણકાજ, સંખલ (શંખલ સેડે મા;**
**ઉઠયો એક અવાજ, દેડાણા નેડે મા. ૮૮**

હે માજી! આપે સેવકજનોનાં કાર્ય સારવા (ફતેહ કરવા) શંખલપુરના સીમાડા નજીક અને દેડાણાની પાસે એક અણધાર્યો દૈવી-ગેબી અવાજ પેદા કર્યો. ૮૮

**આવ્યાં અશરણશરણ, અતિ આનંદ ભર્યો મા;**
**ઉદિત મુદિત રવિકિર્ણ, દશદિશિ યશ પ્રસર્યો મા. ૮૭**

હે જનેતા! આપ અશરણજનોને શરણ આપવા સારૂ ચુમાળમાં પધાર્યાં જેથી આપના આનંદનાં ઉદય પામેલાં કિરણો પૂર્વ, દક્ષિણ, પશ્ચિમ, અને ઉત્તર એ ચારે દિશાઓમાં તથા અગ્નિ, ઈશાન, વાવ્ય અને નૈઋત્ય એ ચારે કોણમાં, તેમજ આકાશ અને પાતાળ એ દશે દિશાઓ અંદર પસર્યાં જેથી સુયશનો પ્રચાર થતાં વિશ્વમાં અતિ આનંદ આનંદ છાઈ રહ્યો. ૮૯

**સકળ સમય જમાત, બેઠાં ચિત સ્થિર થઈ મા;**
**વસુધામાં વિખ્યાત, વાત વાયુવિધિ ગઈ મા. ૯૦**

**હે માડી! આ સર્વ સમય સ્થિર ચિત્તવંત થઈ બિ-**

રાજ્યાં એથી આપ જગન્માતાના પધારવાની વાત પવનની પેઠે પૃથ્વિની અંદર ફેલાઇ ગઇ. ૯૦

**જાણે સહુ જગ જોર, જગજનની જોખે મા;**
**અધિક ઉડાડયો સોર, વાસ કરી ગૉખે મા. ૯૧**

હે જગજ્જનની ! આપની અગાધ શક્તિ આખું વિશ્વ જાણી તુલના કરી શકયું હતું કે, આપે દુષ્ટ દૈત્યાદિનો સંહાર કરી ધર્મની રેલ પસરાવવા આ પૃથ્વિની સપાટીપર પગલાં કર્યા છે અને એથીજ ચુમાળના ચાચરમાં ગુલઝાર ગૉખ વિષે બિરાજી અતિ વિશેષ વાહવાહ વિસ્તાર્યોછે. ૯૧

**ચાર ખૂંટ ચોખાણ, ચર્ચા એ ચાલી મા;**
**જન જન પ્રતિમુખ વાણ, બહુચર બિરૂદાળી મા. ૯૨**

ચારે ખૂંટ અને ઉદ્‌ભિજ, અંડજ, સ્વેદજ તથા જરાયુજ એ ચારે ખાણ-યોનિયોમાં એજ ચર્ચા ચાલી જેથી દરેક મનુષ્યના મુખથી એજ મંગળમય વાણી વિલસતી હતી કે આપ બહુચર માત બહુ બિરૂદવંતાં છો એટલે કે-પતિતપાવની, અધમઉદ્ધારિણી, અશરણશરણદાયીની, શરણાગતવત્સલા, દીનદયાળી, દુષ્ટદળદમની, સેવકસંતાપહરણી, અને સકળઆનંદમંગળકારિણી ઇત્યાદિ ઇત્યાદ બિરૂદધારિણી છો. તેમજ બહુ જગોએ ચરી-ફરી ફરીને બહુ દુષ્ટોને ચરનારાં હોવાને લીધે આપે બહુચરી નામ

વિજયવંત કર્યું છે એમ શ્રીમદ્ભાગવત પણ સાક્ષી પૂરે છે એટલે કે—इतिप्रभाशतंदेवी माया भगवतीश्रुत्रि। बहुनामनिकेतेषु बहुनामाबभूवह।

ઉદો ઉદો જયકાર, કીધો નવખંડે મા;
મંગળ વર્ત્યાં ચાર, ચૌદે બ્રહ્માંડે મા. ૯૩

હે ભક્તવત્સલા! આપ જનની ચુંવાળના ઊગમણા ગોખમાં બિરાજવાથી નવે ખંડની અંદર ઉદય ઉદયરૂપ જય જયકાર થઈ રહ્યો. અને ચૌદે બ્રહ્માંડ (લોક) અંદર આનંદ મંગળરૂપ ચાર મંગળ વર્ત્તાયાં જેથી આનંદની રેલમછેલ થઈ રહી. ૯૩

ગાજ્યા સાગર સાત, દૂધે મેહ વૂઠા મા;
અધર્મધર ઉત્પાત, સહુ કીધા જૂઠા મા. ૯૪

હે માડી! લવણસમુદ્ર, સુરાનિધિ, રસોદ, ઘૃતસાગર, દધિનિધિ, ક્ષીરનિધિ અને જલનિધિ એ સાતે સાગર પણ આપ માજીનાં પનોતાં પગલાં થવાથી પોતાના તરંગોને વિસ્તારી હર્ષ સાથ છોલવા લાગ્યા—ભરતીમાં આવી ઉભરાઈ ચાલ્યા. તથા દૂધના વર્ષાદ વરસ્યા અને એથી અધર્મને ધારણ કરનારા ઉત્પાત માત્ર સઘળા જૂઠા થઈ ગયા અર્થાત્ ગૌ-વિપ્ર-દેવતા-સંત-સુજનો વગેરેને સતાવનારા મૂળમાંથી નાશ પામ્યા રજનીચરોને રજ સાથે ભેટાડી

દીધા, ક્રૂર પ્રાણિયોનો ઉપદ્રવ બંધ પાડયો, દુકાળ-ધરતી-કંપ-વિદ્યુત્પાત-દિશાદાહાદિ સર્વ ઉત્પાત લય થઈ ગયા અને એઓના બંધ થવાથી જગો જગોએ સદ્ધર્મ કરણી-ઓ-દાન પુન્ય હોમહવન યજ્ઞયાગાદિ તથા ઇષ્ટદેવપૂજન, વેદવાણીના ઉચ્ચાર અને જપતપાદિ સુખપૂર્વક થવા લાગ્યાં એ સર્વ આપની દિવ્ય શક્તિનોજ પ્રભાવ હતો. ૯૪

**હરખ્યા સુર નર નાગ, મુખ જોઈ માનું મા;**
**અવલોકી અનુરાગ, મુનિમન સરખાનું મા. ૯૫**

હે સાહેશ્વરી! આપના પ્રાદુર્ભાવ-પ્રાકટ્યથી દેવતા-ઓ, મનુષ્યો, અને નાગ-પાતાળલોકનિવાસિયો આપ મા-જીનું મુખ નિહાળી બહુજ રાજી થયા; એટલુંજ નહિં પણ જેઓ વિરાગ ચિત્તવંત-ત્યાગી મુનિયો હતા તેઓ પણ આપ માજીના મુખારવિંદના અવલોકનથી પ્રેમલક્ષણા ભક્તિ માં લીન બની ગયા; કેમકે આપ માડીની અકળમાયા શુષ્ક હ્રદયને પણ ભક્તિરસથી રસઝસ કરી દે તેવી અપરંપાર સત્તાધારિણી છે. સરાગીઓને માયા પ્રતાપથી રાગ થાય તેમાં આશ્ચર્યજ શું? પરંતુ જ્યારે વિરાગીઓને માયાબ-ળથી રાગમાં લીનતા થાય તેજ ધન્યાતિધન્ય મનાય છે. ૯૫

**નવગ્રહ નમવા કાજ, પાગ પળી આવ્યા મા;**
**ઉપર ઉવારણ કાજ, મણિ મુક્તા લાવ્યા મા. ૯૬**

**હે ભગવતી! સૂર્ય, ચંદ્ર, મંગળ, બુધ, ગુરૂ, શુક્ર,**

શનિ, રાહુ અને કેતૂ એઓ નવે ગ્રહો કે જે સર્વ ગ્રહોમાં મુખ્ય છે તેઓ પણ આપ માજીને પગે નમવા માટે પગે ચાલીને આપ હજુર આવ્યા અને આપ માજીના મંગળ ન્યોછાવર નિમિત્ત રત્નો અને મોતિયો લાવ્યા કે જે આપ માજીના ઉપર ન્યોછાવર કરી ( ઉપર ઑવારી ) આનંદનાં વધામણાં હાથ કર્યાં એ આપ દોલતજાદી માની અચિંત્ય દિવ્ય શક્તિનોજ મહિમા છે. ૯૬

**દશ દિશિના દિગ્પાળ, દેખી દુખ વામ્યા મા;**
**જન્મ મરણ જંજાળ, મટતાં સુખ પામ્યા મા. ૯૭**

હે માતા ! પૂર્વદિશાપાલક ઇંદ્ર, અગ્નિકોણપાલક અગ્નિ, દક્ષિણદિશિપાલ યમ, નૈર્ઋતકોણપાલક નૈર્ઋતિ, પશ્ચિમદિશિપાલક વરૂણ, વાયવ્યકોણપાલક વાયુ, ઉત્તરદિશિપાલક કુબેર, ઇશાનકોણપાલક ઇશાન, આકાશપાલક બ્રહ્મા અને પાતાલપાલક અનંત એઓ દશે દિગ્પાલ આપ પરમેશ્વરીને બિરાજેલાં નિહાળી પોતાનાં જે જે દુ:ખો હતાં તે તેથી મુક્ત થઈ ગયા અને જન્મ મરણની જંજાળ મટતાં અખંડ સુખ પામી આનંદના ભોકતા થયા. કેમકે દુષ્ટોનો નાશ થવાથી એમને સતાવનાર હવે કોઈ રહ્યું નહીં એથી મહા સુખ પામ્યા. ૯૭

**ગુણ ગાંધ્રવ યશગાન, નૃત્ય કરે રંભા મા;**
**સુર સ્વર સુણતાં કાન, ગતિ થઇગઇ સ્થંભા મા. ૯૮**

હે યોગમાયા ! આપ ચુમાળ ચાચરવાળાં માનાં

યશોગાન ગાંધર્વો પણ કિન્નર સ્વરથી ગાવા લાગ્યા, રંભા નાચ કરવા લાગી અને એઓના ગીતસ્વરનો નાદ દેવોએ કાને સાંભળ્યો કે સાંભળવાની સાથે જ તેમની ગતિ સ્થંભિત જ થઈ ગઇ અર્થાત્ આનંદવ્યાપાર મોકુફ કરી કેવળ ચિત્રવત્ બની રહ્યા કે મૃત્યુલોક અંદર દેવગીતોના નાદની આબાદિ ક્યાંથી ? પરંતુ જ્યારે તેમને જ્ઞાન થયું કે આદિશ્વરીની અવર્ણનીય શક્તિનો આ વિલાસ છે, એથી પરમાનંદ પામ્યા. ૯૮ ( હવે કર્ત્તા આ આનંદના ગરબાના પાઠથી થતી વાંછિતસિદ્ધિ સંબંધી ફળશ્રુતિ દર્શાવેછે.)

ગુણનિધિ ગરબો જેહ, બહુચર[૧] તુમ કેરો મા;
ધારે ધારી દેહ, સફળ ફરે ફેરો મા. ૯૯

હે માડી ! આ ગુણોના સમુદ્ર રૂપ આનંદનો ગરબો જે મનુષ્ય આપ બહુચર માના સત્ય ધ્યાનપૂર્વક એક ટંક ( સવારે ) બે ટંક ( સાંજ સવાર ) અને ત્રણ્ય ટંક ( સવાર બપોર ને સાંજરે ) અર્થ વિચાર પૂર્ણ જો ગણ્યા કરશે તો અવશ્ય તે મનુષ્યનો સંસાર ફેરો સફળ થશે

---

૧ આ પદમાં પણ મા શબ્દ બેવાર આવે છે એ પાઠની ભૂલ ચાલે છે તે સુધારવામાં આવી છે કે જેથી પુનરૂક્ત દોષ ન આવે. તેમજ સન્મુખરૂપ વાક્યનું રૂપ પણ ફરી જવાથી કાવ્યદોષિત થાય છે, જેથી ઉપરનો પાઠ યોગ્ય જાણી કાયમ રાખ્યો છે તેને પાઠકો નભાવી લેશે. ( અનુવાદક. )



અર્થાત્ જન્મસફળ થઇ જશે; કેમકે આ જન્મમાં સર્વ પ્રકારનું સુખ ભોગવી અન્ય જન્મમાં આનંદ મંગળ ને આત્મકલ્યાણ હાથ કરશે એ સર્વથી મહાન્ લાભ છે. ૯૯

**પામે પદારથ પાંચ, શ્રવણે સાંભળતાં મા;**
**નાવે ઉન્હી આંચ, દાવાનળ બળતાં મા. ૧૦૦**

હે માજી! આપના આ ગરબાનો પાઠ જે જન ભાવ પૂર્ણ શુદ્ધ ભાવનાથી સાંભળશે તો તે જન ધન, ધાન્ય, પશુ, પુત્ર અને દિર્ઘાયુષ મનમાન્યાં પ્રાપ્ત કરશે. અર્થાત્ માનવ માત્ર નીરોગપૂર્ણ દિર્ઘ આયુષ્ય, મનમાન્યું ધન, પુષ્કળ ધાન્ય, જોઇયે તેટલાં ગાય ભેંશ બળદ ઘોડા વગેરે પશુઓ અને સપૂત પુત્ર મળે તો મૃત્યુલોકમાં જ સ્વર્ગનું સુખ અનુભવાય છે-તે પાંચ પદાર્થની ઇચ્છા આ છંદના ગણવાથી (પૃષ્ટ ૧૮ થી ૨૦ માં જણાવ્યા મુજબ) પૂર્ણ થાય છે. તેમજ લાગેલી ભયંકર લાહ્ય કે દવમાં ફસાઈ જતાં તે જન આ છંદનો પાઠ કરે તો ચોમેર ફરી વળેલી લાહ્યમાંથી પણ ઊન્હી આંચ અડયા વગર બચી જાય છે, એમાં જરા શક નથી. ૧૦૦

**શસ્ત્ર ન અડકે અંગ, આદ્યશકિત રાખે મા;**
**નિત નિત નવલે રંગ, ધર્મ કર્મ પાખે મા. ૧૦૧**

તેમજ હે જનની! આપના આ ગરબામાની આ લીટીનો પાઠ કરવાથી આપ આદિશક્તિના પ્રતાપવડે માર

માર કરતો આવ્યો હોય છતાં તેનાં શસ્ત્ર અસ્ત્ર શરીરે પણ અડકવા પામતાં જ નથી; એટલે કે એક વાળ પણ વાંકો થઈ શકતો નથી. તથા જે જનને નિત્ય નવા નવા ભોગ સંયોગ જોઈતા હોય તો તે પણ આ છંદ પ્રતાપથી નવલરંગ સાથ વગર ધર્મ કર્મ કર્યે પણ મળી શકે છે. અર્થાત્ ધર્મ અને શુભકરણી કરનારને તો આનંદરંગનાં વધામણાં મળે એમાં તો નવાઈજશી; પણ જે માનવ ધર્મ કર્મ ન કરે છતાં આપના આ છંદના માત્ર પાઠથી જ નવા નવા ભોગ સંયોગો મળી શકે છે. મતલબ કે આપ જનનીના નામસ્મરણમંત્રમાં અચિંત્ય શક્તિ વિલસી રહેલી હોવાથી પાઠકને લીલાલ્હેર હાજર રહે છે. ૧૦૧

**જળ જે અકળ અધાત, ઊતારે બેડે મા;**
**ક્ષણક્ષણ નિશિદિન પ્રાત, ભવસંકટ ફેડે મા. ૧૦૨**

હે માતુશ્રી! આપ શ્રીજીનો આ ગરબો ભણતાં ન કળી શકાય તેટલા વિસ્તારવંત જળવાળા અને ભારે ભરતીના તોફાનવાળા સાગર મધ્ય પણ તોફાનમાં આવી ફસેલા જહાજ (વહાણ) માં બેસનારાઓ બૂડવાની અણીપર પહોંચ્યા હોય છતાં આ આનંદના ગરબાનો આ છંદ ગણતાં વગર હરકતે તે કાળું નિસાન ચઢેલું વ્હાણ પણ બંદરપર કુશળથી પહોચી જાય છે; કેમકે આપ માજી તરણતારણી કહો કે તરિણીતારણી કહો; તથાપિ આપ દુઃખસાગરથી

ભવસાગરથી અને તોફાની સાગરથી પાર ઉતારો છો એ આપ મૈયાની તારકશક્તિની લીલા છે, તેમ જ આ ગરબાનો ક્ષણે ક્ષણે અને રાતદિવસ તથા પ્રભાત સમય પાઠ કરતાં સંસાર અંદરનાં સર્વ સંકટો–આધિ–વ્યાધિ–ઉપાધિ–સર્પ–હાથી–સિંહ–વ્યાઘ્રાદિના ભય–રાજ્યબંધન ભય વગેરે મટી જાય છે, અથવા તો ભય માત્ર અને સંકટ માત્ર દૂર થાય છે. ૧૦૨ તેમજ–

ભૂત પ્રેત જૂંભૂક, વ્યંતરિ ડાકિની મા;
નાવે આડી અચૂક, સમર્યાં શાકિની મા. ૧૦૩

હે ભૂતેશ્વરી મૈયા! આપના નામસ્મરણમંત્ર પૂર્ણ આ આનંદના ગરબાના પાઠથી ભૂત, પ્રેત, જૂંભક, વ્યંતરી, ડાકણ અને શાકણ આદિ ભટકાતાં અને બળિદાનનાં ભોગી દેવલાં પણ અચૂકપણે આડાં પણ ઉતરી શકતાં નથી તો તેમનો વળગાડ થવાની તો વાતજશી? ૧૦૩

ચરણ કરણ ગતિ ભંગ, ખંગ પંગ વાળે મા;
ગુંગ મુંગ મુખ અંગ, વ્યાધિ બધિ ટાળે મા. ૧૦૪

હે જનેતા! જેના પગ અટકી જવાથી ચાલવું બંધ પડી ગયું હોય, તેમ જ વાંકાં અંગ થઈ ગયાં હોય, પાંગળાપણું પ્રાપ્ત થયું હોય, અને ગુંગણાપણું, મુંગાપણું તથા મુખ અને શરીરના અંગોપાંગમાં એવી જ વાતવ્યાધયો થતાં અવયવોની ગતિયોનો ભંગ થયો હોય તે સર્વ આપ

માજીના આ પાઠથી દૂર થાય છે અને વેળા વળે છે. તેમ જ કાનની બધિરતા, શબ્દવાહિનિયોની ન્યૂનતા, અને અન્ય ઇન્દ્રિયોની ક્રિયાગતિમાં ખામી થઈ હોય તે પણ ટળી જાય છે. ૧૦૪

**સેંણુ વિહૂણાં નેંણ, નેહેં નેણાં આપે મા;**
**પુત્ર વિહૂણાં કેંણ, કૈ મ્હેંણાં કાપે મા. ૧૦૫**

હે જગદીશ્વરી! જે સજ્જનો (સારા ભવ્યજનો) નેત્ર વગર (નેત્રરોગથી કે જન્મ સમયથી જ અંધાપાને આધીન) બનેલા છે તેવા આંધળાઓને પણ આ આપના પાઠાસદ્ધિ પાઠના પ્રભાવથી આપ કૃપાનજર સાથ દેખતા કરો છો—દિવ્ય નેત્રજ્યોતિ બક્ષો છો. તેમજ વાંઝીઆને સુંદર પુત્ર આપી આપે કેઈ વાંઝીઆનાં મ્હેણાં ટાળ્યાં છે ટાળો છો અને ટાળશો એમ આપ દીનદયાળી! પ્રણતપાલિની, ભક્તવત્સલા અને સેવકસુખંકરી બિરૂદજ સાક્ષી પૂરી રહેલ છે. માડી! જગમાં આપનો સુયશ પ્રસિદ્ધ જ છે કે આંધળાઓને દેખતાં કરો છો અને વાંઝીઆંને ઘેર પારણાં બંધાવો છો. ૧૦૫

**કળી કલ્પતરૂ[1] વાડ, જે જાણે ત્હેને મા;**
**ભક્ત લડાવે લાડ, પાડ વિના કેહ્‌ને મા. ૧૦૬**

હે અંબે! આપ આ કળીકાળ અંદર સાક્ષાત્ સકળ

---

૧ આ પાઠમાં તરૂ અને ઝાડ એમ બે એકજ અર્થવાળા

વાંછિત પૂરક કલ્પવૃક્ષની વાડિ અથવા વાડ સમાન છો; એટલે કે જેમ કલ્પવૃક્ષના હેઠળ ઉભા રહી જે મનમાં ચિંતવે તેજ થાય છે, તેમ આપનું નામ સ્મરણ કરતાં જે ઇચ્છા કરે તે જો સ્મરણ કરનારની મન વચન તનરૂપ ત્રિપુટીનો પૂર્ણ શુદ્ધતા હોય, તેની સાચી ભક્તિ હોય અને સંકલ્પ સબળ હોય તો અવશ્ય ધારેલી ધારણા ફતેહ સાથે જ ભેટે છે. માત્ર જે નામસ્મરણ રૂપ કલ્પવૃક્ષને સેવતાં છતાં પણ દરિદ્રિ રહે કે તેની ઇચ્છા પૂર્ણ ન થાય તો સમજાય છે કે તેની દ્દઢ ભાવનાની શ્રેણિ—અડગ સુરતા અને હૃજરી પેદા કરવાની ખામી જ છે. નહીં તો તેમ બને જ નહીં. કલ્પવૃક્ષની નીચે ઉભા રહ્યા છતાં પણ દરિદ્રી કે રોગી થયાની ભાવના સેવે તો તેવું પણ બને છે અર્થાત્ જેવી મનોબળની સબળતા તેવી જ તેને કાર્યરહસ્યની સિદ્ધિ પ્રાપ્ત થાય છે એ સંટંક: છે. પરંતુ કલ્પવૃક્ષના મહિમાને અને આપ સાજીના મહાત્મ્યને જે જાણે પિછાણે છે તેને જ મનેચ્છાસિદ્ધિ હાથ લાગે છે; પણ ન જાણે તો તે સુખ કયાંથી માણી શકે ? આપ તો અપાર ઉપકારી છો એટલે ભક્તજનોને લાડ લડાવો છો અથવા તો આપને ભક્તજનો આજીજી વાકયથી—ભક્તિરસાત્મક પદ લાલિત્યથી

---

પાઠ ઘણી પ્રતોમાં હતા; પરંતુ એક પ્રત અંદર વાડ શબ્દ હોવાથી તે મેં કાયમ રાખ્યો છે કે જેથી ભટ્ટજીની વાણી કે જે માજીનીજ કૃપા ભરેલી છે તે દોષથી બચી છે. (અનુવાદક.)

વિનતી કરે છે; કેમકે ભક્તોપર આપના અનેક ઉપકાર થયાં કરે છે. ઉપકાર ન થતા હોય તો, માજી! આ સ્વાર્થ પરાયણ જગમાં કોણ આપના ઉપકાર માની લળી લળી પાય લાગે કે વિનતી કરે ?! ચમત્કારને જ નમસ્કાર છે! મતલબ કે ભજની જનોનાં લાડ કોડ પૂરાં કરનાર આપ અકળશક્તિ લીલાધર લાડીલાં સાજી છો એથી આપનાં કાલાંવાલાં રૂપ ગુણસ્તવનાદિથી લાડ લડાવિયે છિયે એ આપશ્રીજીના ઉપકારનો બદલો રજુ કરિયે છિયે; કેમકે એ વિના અમારી કે ભક્તોની અન્ય શું ગુંજાશ છે કે અન્ય બદલો વાળી ઋણથી ઉઋણ થઈ શકિયે ? ૧૦૬

પ્રકટ પુરૂષ પુરૂષાઇ, તું આપે પળમાં મા;
ઠાલાં ઘર ઠકુરાઇ, દે દળ હળમળમાં મા. ૧૦૭

હે માડી! આપના આ નામસ્મરણમંત્રથી અર્થાત્ આ શબ્દસૃષ્ટિમાં આપ રોમે રોમે રમી રહ્યાં છો તેથી આ પાઠના કરવાવડે આપ નામર્દને પળવારની અંદર મર્દ બનાવી અપરંપાર શક્તિ બક્ષોછો. તેમજ જે બિચારાં માનવોના ઘરમાં ચારે બણે બાર હાથનો વાંશ ફરતો હોય તેવા ઠાલામાલા ઘરવાળાના ઘરમાં આ પાઠના પ્રભાવથી આપ તેને ઋદ્ધિસિદ્ધિ પૂર્ણ કરી એટલી બધી પાર વિનાની જોતજોતામા ઠકરાઈ આપી દોછો કે જોનાર છક્ક થઈ જાય છે. એટલે કે નામર્દને મર્દ અને ભિક્ષુકને ઠાકોરપદ નિ-

મિષ માત્રમાં મનમાન્યું આપી દીનવત્સલ બિરૂદને શોભા-સ્પદ પ્રકાર સમર્પો છે. ૧૦૭

નિર્ધનને ધનપાત્ર, તું કરતાં શું છે મા?
રોગદોષ દુખમાત્ર, તું હરતાં શું છે મા? ૧૦૮

હે કૃપાવંતમાજી! આપને નિર્ધન જનને ધનવાન બનાવવો હોય તે શું વાર લાગે? કેમકે આપ માજીની કરૂણાદ્દષ્ટિજ એવી છે કે સકળ લીલાલ્હેરથી પૂર્ણ હોવાને લીધે જેનાપર સુનજર થઇ કે ધનનોજ વર્ષાદ વરસે છે. તેમજ રોગમાત્ર, દોષમાત્ર અને દુઃખમાત્ર એટલે કે શારીરિક તથા માનસિક અથવા કાયિક, વાચિક અને માનસિક રોગો તથા પૂર્વકર્મકૃત દોષો–પાપસમૂહ અથવા તો અપરાધ કિંવા કલંક–દૂષણ અને દુઃખ અર્થાત્ રજોગુણથી પેદા થયેલ ચિત્ત ધર્મનો એક ભેદ વા અન્ય કંટાળાઓ વગેરે તમામ આપના ભ્રૂકુટીવિલાસ માત્રથીજ દૂર થતાં વાર લાગતીજ નથી. ૧૦૮

હયગય રથ સુખપાલ, આલ વિના અજરે મા;
બિરૂદ બહુચર બાળ, ન્યાલ કરો નજરે મા. ૧૦૯

હે માડી! આ આપના અખંડાનંદમય ગરબાના પાઠકને ઘોડા, હાથી, રથ, સુખપાલ (મ્યાના–પિંજસ–પાલખી) વગેરે વગર હરકતે આપ આપશો અને આપ બાળાત્રિપુરા બહુચર મૈયા મોટાં મોટાં બિરૂદો પ્રભાવે માત્ર કૃપાનજરવડે નિહાલ કરશો એમ મને પૂર્ણ વિશ્વાસ છે.

કેમકે આપના ચરણસેવકોને આપ સકળ પ્રકારે સુખી કરવા અત્યંત આતુર રહોછો. નહીં તો અમારી શી સેવા-ભક્તિ-સ્તવના હતી કે આપ સાક્ષાત્ અચાનકપણે દાસને દર્શન દઈ આનંદમાં લીન બનાવી દીધા! એતો માત્ર આપનો સ્વાભાવિકજ સ્વાભાવ છે કે નામ જપનારને નેકનજરથી નિહાલજ કરી દેવો. ૧૦૯

**ધર્મધ્વજા ધન ધાન્ય, ન ટળે ધામથકી મા:**
**મહિપતિ દે સુખમાન્ય, માના નામથકી મા. ૧૧૦**

હે જનની! આપના આ નામસ્મરણરૂપ પાઠથી પાઠકને ત્યાં એજ થાય છે કે ધર્મની વિજયપતાકા, ધનની છનાછન અને અનાજની વખારોનો વ્યવસાય કોઇ વખત પણ કમી જણાતોજ નથી એટલે કે સદાય સદ્ધર્મની કાયમતા, ધનદૌલતની રેલમછેલ અને ધાન્યની અપૂર્ણતા આપના સેવકના ઘરમાં કાયમજ રહે છે. તેમજ આપના મંત્રનો પાઠ કરનારને રાજા મહારાજાઓ પણ સન્મુખતા સાથ મહાસન્માન આપે છે-એ આપ માજીના નામસ્મરણનોજ પરમ મહિમા છે. ૧૧૦

**નર નારી ધરી દેહ, હેતે જે ગાશે મા;**
**કુમતિકર્મકૃતખેહ, થઇ ઊડી જાશે મા. ૧૧૧**

હે જનેતા! જે કોઈ શરીરધારી સ્ત્રી પુરૂષ આ આપના બીજમંત્રમય આનંદદાયી આનંદનો ગરબો સાચી

ભાવનાથી સ્નેહપૂર્વક ભણશે-વાંચશે-પાઠ કરશે તે સ્ત્રી પુરૂષની નઠારી-અવિદ્યા ભરેલી મતિવડે જે કંઇ કુકર્મ કરવામાં આવ્યાં હોય તે દુષ્કર્મરૂપી ધૂળ અવશ્ય ઊડીને દૂર જતી રહેશે એટલે કે તે સ્ત્રી પુરૂષના હૃદયમંદિરમાં કુમતિ નાશ પામીને સુમતિ નિવાસ કરશે જેથી તે અધ્યાત્મજ્ઞાનનો ભોક્તા થઈ આત્મકલ્યાણની સિદ્ધિ પ્રાપ્ત કરશે. ૧૧૧

**ભગવતિ ગીત ચરીત્ર, નિત સુણશે કાને મા;**
**થઇ કુળ સહિત પવિત્ર, ચઢશે વૈમાને મા. ૧૧૨**

હે મૈયા ! આપ ભગવતિશ્રીજીનું ચરિત્ર કિવા આપનું ગીત ( ગુણાનુવાદ ) ગાશે એટલુંજ નહિ પણ જે કાનેથી હમેશાં શ્રવણ કરશે અને તેના શબ્દેશબ્દના અર્થ રહસ્ય સાથે સમજી વિચારી મનન કરી નિદિધ્યાસ કરશે તે માનવ પોતાના કુટુંબ-વંશ સહિત નિર્મળ-પાપ મેલથી રહિત બની વિમાનમાં બેસી શક્તિલોક-પરમધામને પામશે એ નિઃસંદેહની વાર્તા છે. ૧૧૨

**તુંથી નથિ કો વસ્ત, તેથી તુને તર્પું મા;**
**પૂરણ પ્રકટ પ્રશસ્ત, શી ઉપમા અર્પું મા ? ૧૧૩**

હે જનની ! કઈ વસ્તુ-એટલે કે, ચંદન-જલ-કેસર-પુષ્પ-દીપ-ધૂપ-અતર-કર્પૂર-નૈવેદ્ય પદાર્થ-ગુલાલ-અબીલ-ઘી-દૂધ-દહીં વગેરે પૂજન માટે વપરાતાં મંગળ દ્રવ્યો જે જે ઉપયોગમાં લેવાય છે તે તે સકળ વસ્તુઓ આપેજ બનાવી

છે અને સત્યપણે વિચારૂં તો તે સર્વે પદાર્થોની અંદર આપનોજ નિવાસ છે એથી કહેવુંજ જરૂરનું છે કે આપ વિનાની કોઇ વસ્તુ નથી; તો પછી તે આપનીજ વસ્તુઓ આપને શી રીતે સમર્પી કૃપા મેળવી સંતોષ પ્રાપ્ત કરી શકું ? મારી માલિકીની વસ્તુથી આપનું પૂજનાદિ કરી તૃપ્તિ મેળવું તો તે વ્યાજબી ગણાય ! આપની સરજેલ વસ્તુઓ આપનેજ અર્પું એમાં મારૂં શું ? એતો ખાલી મારી અજ્ઞાનતાજ ગણાય કે બાઇનાં ફૂલ બાઇનેજ આપી શોભા પોતાએ મેળવવી ? બસ હું સત્ય ભાવના ભરી ભક્તિ સમર્પું એજ કંઈક ઠીક છે કેમકે તેના વિના આપના સેવા સન્માનમાં અન્યનો ઉપયોગ કરવામાં મારી સત્તા નથી. જેથી તે સેવાસન્માન સ્વીકારી દાસને વાંછિતદાન દેશો. તેમજ જગન્માતા ! જે વાણી આપને પ્રિય લાગે છે; પણ તેવી વાણી હું આચારમાં આણી શકતો નથી; કેમકે કયા શબ્દોમાં કઈ ઉપમા આપી આપની સ્તવના કરી શકું; કારણ આપને કોઈ ઉપમા આપવા જેવું દેખાતુંજ નથી–ઉપમા ઉપમેય વાચક ધર્મ આદિ પૂર્ણોપમાલંકાર યુક્ત આપ વિદ્યમાન છો. આપની ઉપમા અન્યમાં ઘટાવી શકાય; પણ અન્યની ઉપમા આપને આપવા જતાં તે બરોબર છાજે તેવીજ નથી. આપ તો સકળ ઉપમાદિ પૂર્ણ છો, પ્રકટ પરચાવંત છો, સર્વ શક્તિમંત, સર્વવ્યાપક, સર્વમાં આદિ કાર્ય કારણભૂત અને વિશ્વતંત્રના સમસ્ત વ્યવહાર આપ-

નાજ હસ્તક સ્વતંત્રપણે છે એથી સર્વ રીતે આનંદી, ભલાં અને યોગ્ય છો એટલે પછી કથવામાં કયા શબ્દપ્રયોગની યોજના કરી શકું ? બસ, એટલુંજ કહી શકું છું કે આપના જેવાં સુંદર–કુશળ કારિગીરીવંત–દિવ્ય શક્તિયોનાં અધિશ્વરી ફક્ત આપજ છો. જેમ આદિ કવિ વાલ્મીકજીએ રામ રાવણના યુદ્ધની પ્રશંસા સમય ઉપમાનો મુકાબલો કરતાં એટલુંજ કથ્યું છે કે रामरावणयोर्युद्ध–रामरावणयोर्समः– રામ રાવણનું યુદ્ધ રામ રાવણના જેવુંજ હતું–એજ મુજબ મારી વાણી પણ કથી આનંદ માને છે. ૧૧૩

**વારંવાર પ્રણામ, કરજોડી કીજે મા;**
**નિર્મળ નિશ્ચળ નામ, જનનીનું લીજે મા. ૧૧૪**

હે માડી ! હવે મારી સ્વતંત્રતામાં એટલું જ છે કે હું વારંવાર આપને સત્ય પ્રેમભરી ઉચ્ચકોટીની ભાવનાવડે હાથ જોડી પ્રણામ કરૂં અને નિર્મળ મનની અડગ વૃત્તિવડે આપ જનનીનું નામસ્મરણ કરૂં એ બની શકે તેમ છે. માટે તે કર્યા કરીશ એ અચળ ટેક છે. ૧૧૪

**નમો નમો જગમાત, નામ સહસ ત્હારે મા;**
**માત તાતને ભ્રાત, તું સર્વે મ્હારે મા. ૧૧૫**

હે જગન્માતેશ્વરી ! હું આપશ્રીજીને આપનાં હજાર તારક નામોના પાઠ સાથ નમન કર્યા કરૂં છું અને સત્ય

પ્રતિજ્ઞા સાથ વિદિત કરૂં છું કે મારે તો આપ જ માતા પિતા ભાઈ અને સર્વસ્વ સગાં, કિંવા ધનાદિ છો. અન્ય તો સર્વ સ્વાર્થનાં જ સગાં છે અને આપ તો નિઃસ્વાર્થ સાથ સાચાં સગાં છો કે જે આ ભવ પરભવ અને ભવોભવ સકળ સંતાપ તથા ભવદુઃખથી મુક્ત કરી મુક્તિની મુલાકાત લેવરાવવાવાળાં છો જેથી મારી સર્વ લાજ આપ દોલતજાદીના જ હાથ છે. ૧૧૫

સંવત શત દશસાત, નવ ફાલ્ગુણ શુદ્ધે મા;
તિથિ તૃતિયા વિખ્યાત, શુભ વાસર બુદ્ધે મા. ૧૧૬

હે જગદંબે ! આજે સંવત ૧૭૦૯ ના ફાગણ શુદી ત્રીજને બુધવાર છે કે તેના રોજ આપ વિશ્વેશ્વરી દીનદયાળી માનાં મને સાક્ષાત્ સ્વરૂપે દર્શન થતાં થયેલા અત્યાનંદમય આ ગરબો આપની કૃપાથી ગાયો છે. ૧૧૭

રાજનગર નિજ ધામ, પુર નવીન મધ્યે મા;
આઇ આદ્ય વિશ્રામ, જાણુ જગત બધ્યે મા. ૧૧૭

હે આઈ! આપ માજીનું ધામ, રાજનગર (અમદાવાદ) અંદર સર્વથી પ્રથમ ( વિશ્રામસ્થાન ) નવાપુરાની અંદર છે એમ આખા જગતમાં જાહેર છે. ( મતલબ એકે અમદાવાદની અંદર સહુથી પહેલી સ્થાપના નવાપુરામાં જ હતી. તે પછી માણેકચોક વગેરે જગોએ થઈ—એથી જ ભટ્ટજીએ આ વાકયપ્રયોગ કર્યો છે. ૧૧૭

કરિ દુર્લ્લભ સુર્લ્લભ, રહું છું છેવાડો મા;
કર જોડી વલ્લભ, કહે ભટ મેવાડો મા. ૧૧૯

હે મહંમાયા! આપશ્રીજીનું આદિ ધામ નવાપુરામાં હોવાથી જ હું પણ પૂર્વજાદિ સહ આપ ચરણસેવન હિતાર્થ છેવાડો (રાજનગરની એક બાજુએ નવાપુરામાં) રહું છું, તેનું કારણ એજકે જે યોગી મુનિયોને અતિ પરિશ્રમ સેવ્યા છતાં પણ આપશ્રીજીનાં અતિ દુર્લભ દર્શન છે, તે સહેજ પ્રયાસમાં આપની કૃપાવડે સુલ્લભ થવાની ખાતર જ અહિયાં રહું છું અને આપનો દાસાનુદાસ ભટ્ટ મેવાડો વલ્લભ (અને ધોળા) હાથ જોડી નિરંતર માટે એટલું જ માંગી લે છે કે આવીજ રીતે રોજ ઈચ્છાપ્રતિપાલનનિમિત્ત આપ જનની દર્શન દીધાજ કરશો અને સર્વ સેવકજનને વિજય સમર્પશો! અસ્તુ! જય જય રંગ સદા વરસો!!! ૧૧



# અનુવાદકની અભ્યર્થના!

( હરિગીત-છંદ. )

જય ભદ્રચરી આદીશ્વરી જય સુંદરી સર્વેશ્વરી,
  વિશ્વેશ્વરી વિંધ્યેશ્વરી જય ઇશ્વરી યોગીશ્વરી;
નાગીશ્વરી વાઘેશ્વરી જય શંકરી શૂળેશ્વરી,
  મુકુટેશ્વરી આદ્યેશ્વરી જય ભ્રામરી ભૂતેશ્વરી! ૧

ભુવનેશ્વરી ચક્રેશ્વરી જય ધીશ્વરી છત્રેશ્વરી,
  વૃદ્ધેશ્વરી સિદ્ધેશ્વરી જય ખેચરી ક્ષેમંકરી;
અંબાપુરી આશાપુરી જય શ્રીધરી ગુહ્યેશ્વરી,
  પરમેશ્વરી પ્રાણેશ્વરી જય ધનુર્ધારિ ધનેશ્વરી! ૨

શ્રેયંકરી સુરસુંદરી જય ભૂધરી ભયમોચની,
  મંગળકરી શાકંભરી જય સુરસરી સુવિલોચની;
જય મહામાયા મહાવાણી મહાવિદ્યા મોહિની,
  જય મહાકાલી મહામારી મહાલક્ષ્મી સોહિની! ૩

જય મહાગૌરી માળધારી મોક્ષદાત્રૂ મહાબળા,
  જય યોગનિદ્રા યોગમાયા અભેદ્યા અમૃતકળા;
જય અંબિકા જય ઇંદ્રિસજ દુરત્યયા સહુમંગલા,
  જય ત્રિપુરસુંદરિ તોતલા જય ત્રિનેત્રા પવિશૃંખલા. ૪

જય ચંડિકા ચામુંડ ચંડા ચર્ચિકા ચૂડામણી,
વેદત્રયી વર વેદગર્ભા વજ્રધારિણિ વારૂણી;
જય કાલરાત્રિ કપાલિની જય કરાલી ભયહારિણી,
કામાક્ષિ તું કમલાક્ષિ તું જય વિરૂપાક્ષી તારણી! ૫

જય ભદ્રકાલી ભારતી જય ભૈરવી ભીમા તુંહી,
અપરાજિતા અજિતા જયા ઉમિયાજ વિજયા મા તુંહી;
તુલજા તુંહી તલવાસિનિ તું કામિની ગિરિજા તુંહી,
જય ચંદ્રઘંટા ચિત્રઘંટા ચોગઘંટા પણ તુંહી. ૬

જય સરસ્વતી જય ભગવતી જય પાર્વતી પદ્માવતી,
જય ઉર્દ્ધકેશિ યશાશ્વની જય એકવીરા પ્રકૃતી;
દુર્ગા શતાક્ષિ દંડિની જય દ્યોતિની ભદ્રા સતી,
જય વૈષ્ણવી બ્રહ્માણી જય જય બ્રહ્મચારિણિ મધુમતી. ૭

જય વીશહસ્થી વજ્રહસ્તા વિંધ્યવાસિનિ વિજયદા,
જય નારસિંહી નીલગ્રીવા શિરા રૌદ્રી સૌખ્યદા;
નારાયણીજ નલેશ્વરી જય શૈલપુત્રી શારદા,
જ્વાલામુખી જય વર્દ્ધની જય સ્કંદમાતા નર્મદા. ૮

જય સાત્વિકી સાત્વિકી ત્રિગુણા સુગંધા સુભગાજ છો,
કૌમારિ કૌબેરી ભવાની સિદ્ધિ હરસિદ્ધીજ છો;
કાત્યાયની કુષ્માંડની જય હિંગલાજ જયંતિ છો,
મૃગવાહિની નરવાહિની શબવાહિની ભયહંતિ છો. ૯

જય ખડ્ગધારિણિ ખોડિયારજ જયતિ જ્વાલામાલિની,
જય મહિષ દૈત્ય નિમર્દિનિ જય પ્રણુતજનપ્રતિપાલિની;
જય અન્નપૂર્ણા અપર્ણા જય દ્વારવાસિનિ વ્યાલિની,
નલકૂબરી વારાહિ લલિતા વ્હાણવટિ જય માલિની. ૧૦

જય સ્વસ્વરૂપા સુરરૂપા જય કલિત કલ્યાણેશ્વરી,
જય રક્તદશના રોઝી આર્યા જગન્માત જગીશ્વરી;
જય ત્રયીવિદ્યા કામધેનુજ યોગિની યજ્ઞેશ્વરી,
મોઢેરિ માતંગી શિહોરી શીતલા વિશ્વંભરી. ૧૧

જય શિલાદેવિ અજારી જય મુગલ માવડ માત તું,
અર્બુદભવાની અનસુયા જય બૂટ બાબર માત તું;
સિંહાસનિ સિંધવાય શંખિનિ હંસી હિમજા માત તું,
જય લીંબચી હંસાસની જય મુર્ગવાહનિ માત તું. ૧૨

જય ત્રિમૂર્તિ જય શાંભવી જય રોહિણી જગપાલિકા,
જય સુભદ્રા કલ્યાણિ તું જય મહાજ્વાળા કાલિકા;
ગાંધારિ વૈરૂટયાજ ધરણી માનસી મહામાનસી,
પંચાંગુલી પ્રજ્ઞપ્તિ ભાષા અચ્છુપ્તા વજ્રાંકુંશી. ૧૩

જય તારણિ તુંહિ ધારણિ તુંહિ સુતારા તારા સ્વરા,
નિર્વાણી શાંતા દુરિતારી સુસિદ્ધા જય અક્ષરા;
ઓરચા શ્રીવત્સા માણવી જય જયતિ નરદત્તા ગિરા,
ઇત્યાદિરૂપ વિલાસિની બહુ બિરૂદધારો બહુચરા. ૧૪

સ્વાહા સ્વધા જય બષટ્કારજ પ્રણવરૂપી બુદ્ધિ છો,
લજ્જા ક્ષમા શાંતિ તૃષા જય તુષ્ટિ પુષ્ટિ સુવૃદ્ધિ છો;
નિદ્રા ક્ષુધા અમિ અગ્નિ ધૃતિ તું શૌર્ય સ્મૃતિ કૃતિ સમૃદ્ધિછો,
વિદ્યા કલા સહ તત્ત્વધારક અકલસકલ સુઋદ્ધિ છો. ૧૫

જય રક્તબીજનિકંદની જય ધુમ્રલોચનપાતની,
જય શુંભ દુષ્ટ નિશુંભ દાનવ ચંડમુંડવિઘાતિની;
જય મધુકૈટભગંજની જય ભક્તજનમનરંજની,
જય દુષ્ટખળદળખંડની નિજ નફરભીડવિભંજની. ૧૬

જય પતિતપાવનિ બહુચરી જય અધમજનઉદ્ધારિણી,
અશરણશરણ છો સ્વામિની સહુ વિઘ્નવૃંદવિદારિણી;
ચઠઠનુજવાયક લલિત લાયક નિખિલ અઘનિસ્તારિણી,
જય સુગુણસાગર કૃપાઆકર વિષદ સુખ વિસ્તારિણી. ૧૭

જય વિવિધરૂપવિકાશિની પણ અખિલરૂપે એક તું,
જય ભુવનભૂષણ વિગતદૂષણ પરમ પાવનિ એક તું;
જય સુરભિ સેવક સંતરક્ષક પ્રણતપક્ષક એક તું,
જય જગત્કર્ત્તા ભોગ્યભર્ત્તા દુઃખહર્ત્તા એક તું. ૧૮

સહુ શક્તિ તુજ શાક્તવડે પ્રતિ વસ્તુમાં પ્રકટે સહી,
પ્રતિ યંત્ર મંત્ર સુતંત્ર પણ તુજ શક્તિથીજ નિભે સહી;
ઉત્પત્તિ સ્થિતિ લય તુજથકી નિત નિયમમાંજ રહે સહી,
જગતંત્ર ચાલે તુજબળે નહિ તુજ વિના કોઈ સ્થળ સહી. ૧૯

તું ધર્મદાતા અર્થદાતા, કામદાતા સ્વામિની,
 તું મુક્તિદાતા ભુક્તિદાતા ભક્તિદાતા સ્વામિની;
તું સત્ય જ્યોતિસ્વરૂપ જગમાં શાશ્વતી છો સ્વામિની,
 બિરૂદાળિ બહુચર બાલિ તું સુખ શ્રેયસાધક સ્વામિની. ૨૦

પરિપુર્ણ પ્રેમે પૂર્ણને નિત પૂર્ણ સેવા આપશો,
 દર્શન દઈ સુપ્રસન્ન થઈ મા દાસ નિજનો સ્થાપશો;
સહુ આધિ વ્યાધિ ઉપાધ સંતત કળીકલ્મષ કાપશો,
 જય મોદમંગળકારિણી મુજ સકળ બાજિ સુધારશો! ૨૧

તથૈવાસ્તુ!!!



# ખુશખબર.

કોઈ પણ ભ્રાતા કે ભગિનિયોને કોઈ ગુજરાતી હિંદી મારવાડી મરાઠી કે માગધી વા સંસ્કૃત પુસ્તકનું ભાષાંતર ઉપરની ગમે તે ભાષાઓમાં કરાવવું હોય, તથા તેઓ ભાષાની અંદર નૉવેલ્સ નિબંધ વાર્તા કે નાટક ગદ્યમાં કેંવા પદ્યમાં તૈયાર કરાવવાં હોય તો, અથવા તો કવિતા-ની અંદર કંઈ પણ કાર્ય કરાવવું હોય અગર કોઈ પુસ્તક છપાવવું કે સુધરાવવું હોય તો નીચેને શિરનામે પત્રવ્ય-હાર કરવાથી મનમાનતો ખુલાસો મળશે. તેમજ કોઈને ઈ પ્રકારનાં પુસ્તકો મંગાવવાં હોય અથવા કોઈ દવાઓ વગેરે મંગાવવી હોય તો લખી મોકલવાથી નિયમ મુજબ મોકલવા તુરત બંદોબસ્ત થશે. માટે મનપસંદ કામ અને ઉમદા માલ મેળવવાની ઇચ્છાવાળાઓએ વિગતવાર લખી જણાવવા તસ્દી લેવી. એજ

(જવાબ જલ્દી મેળવવા ટીકીટ પત્ર સાથે સામેલ રાખવી.)

અમદાવાદ.
સલાપોસ રોડ.

પી. પી. શર્મા.

# સાહેબો ! જરા આ તરફ ધ્યાન આપશો કે ?



જો આપને જગદંબાશ્રીની ભક્તિ સ્તવના સંબંધી અપૂર્વ ગરબા બારમાસી પંદરતિથિ ગરબીઓ અને છુટક ભજનોનો ભંડાર હાથ કરી દેવીભાગવત વગેરેની માહેતી મેળવવી હોય અગર માજીનો અચિંત્ય મહિમા જાણવો હોય તો **શ્રી શક્તિ ભક્તિરસ પદમાળા** આજેજ મંગાવો કે જેના વાંચવાથી અનહદ આનંદ મળવા સાથે માજીની કૃપા પ્રાપ્ત થશે, કીંમત રૂ ૧-૮-૦ પોસ્ટેજ જુદું. પૃષ્ઠ લગભગ ૪૦૦

**ભટવલ્લભ કૃત લઘુ કાવ્ય સંગ્રહ**—કે જેની અંદર વિવિધ પરચાઓ ભરી કથનીઓ સાથ આનંદનો ગરબો તથા અન્ય ગરબાઓ વગેરેનો તે આનંદ આપનાર છે. કીંમત રૂ ૦-૪-૦

**સાર્થ આનંદનો ગરબો**—આ ગરબો અર્થ વિવેચન રહસ્ય અલંકાર આદિ સહિત ફળશ્રુતિ પૂર્ણ છે. ભાષા રસિક અને આનંદ આપવા સાથે ઇચ્છા પૂરણ કરનાર પાઠ છે. કી. રૂ ૦-૮-૦

**ધનુષધારીજીનું આખ્યાન**—હરિકીર્તનની પેઠે પાર વિનાના ગાયનો છંદો દૃષ્ટાંતો અને વ્યાખ્યાઓ સાથે અતિ રસમય કીર્તનકારને અને તમામ પ્રેમીજનોને વાંચવા મનન કરવા લાયક છે. કીંમત રૂ ૦-૮-૦

મળવાનું ઠેકાણું—માણેકચોક મુહુર્ત પોળ સામે
બહુચરાજીના મંદિરમાં—અમદાવાદ.